# પ્રસ્તાવના.



વ્હાલા સાધર્મીક ભાઈઓ તથા વ્હેનો !

હાલની ઉછરતી પ્રજાઓના હૃદયમાં ધર્મનું બીજ વાવી તેને જ્ઞાન રૂપી જલ સિંચન કરી અંકુરિત કરવામાં આવે, તો ભવિષ્યમાં ધર્મધ્વંશની ભીતિ ઓછી રહે તેમજ વિદ્યમાન પ્રજા કે જેઓ ધર્મના રહસ્યમાં તો શું પરંતુ નિત્ય આવશ્યક ક્રિયાઓ કરવામાં, તથા સમજવામાં, બહુ પશ્ચાત્ છે; તેઓને જ્ઞાનના રસજ્ઞ કરવા માટે દરેક ક્રિયાઓ અર્થ સહિત શીખવવાની આવશ્યકતા છે. તેથી આ લઘુ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ નવકાર મંત્ર, કે જેનું સંપૂર્ણ માહાત્મ્ય વર્ણન કરવામાં તથા સમજવામાં કદાચ જ્ઞાની સમર્થ થઇ શકે, અને જેનું અશુદ્ધિથી તથા અજ્ઞાનતાથી સ્મરણ કરતાં પણ અભીષ્ટ પ્રાપ્તી થાય છે. તે મહામંત્ર અક્ષરાર્થ સહિત લીધ્યા છે. એટલે કે તે મંત્રનું સ્મરણ કરતાંજ પંચપરમેષ્ઠીના ગુણોનું પણ સ્મરણ થાય.

જો કે બાળજીવો વધારે બોધ ન હોવાથી જલદી તેના રસજ્ઞ થઇ શકશે નહિ. પરંતુ માત્ર અક્ષરાર્થ સમજવાથી પણ ભવ્ય પ્રાણીઓના હૃદયનાં અપૂર્વ આલ્હાદ થયા વિના રહેશે નહિ. આ મહામંત્ર બાળકોને એકડાની જેમ પ્રથમ શીખવવાનો છે તે શીખવતાં અનુભવી શિક્ષકોએ તેના માહાત્મ્યનાં દ્રષ્ટાંતો વાર્તા રૂપે બાળકોને શીખવવામાં લક્ષ રાખવું જોઇએ; જેથી ફળશ્રુતિ સાંભળવાથી બાળકોના હૃદયમાં તેની પૂર્ણ શ્રદ્ધા નિવાસ કરશે.

તેથી આગળ જતાં સામાયિક લેવાનો, તથા પારવાની વિધિ શીખવવામાં આવે, ત્યારે પણ સામાયિક શબ્દનો શબ્દાર્થ શીખવીને પછી સામાયિક કરવાથી મનની દૃઢ શ્રદ્ધા, સ્થૈર્ય, તથા ટૂંક મુદતમાં અપૂર્વ લાભ, અને લાંબી મુદતે પરમાનંદ પ્રાપ્તિનું સાધન વિગેરે ફળ આપનાર કથાનક દ્રષ્ટાંતો આપી બાળકોને કથા રસદ્વારા ક્રિયામાં રસિક બનાવવા. દરેક ક્રિયાઓ શીખવતાં અથવા શીખવ્યા પછી તરતજ બાળકોને તે વિધિપૂર્વક કરતાં શીખવી દેવું, અને

? પછી બનતા પ્રયાસે હમેશાં શીખેલી ક્રિયા કર-
.માં વ્યસની થાય, તેવો ઉપદેશ આપવો તેગ શ-
ાથી. શીખેલા જ્ઞાનની આવૃત્તિ કરવાનું બાકી રહેશે
નહિ, અને ક્રિયા કરવામાં રસિક થશે.

અનુક્રમે જીવવિચાર, નવતત્વ, વગેરે શીખવતાં પણ માત્ર પ્રથમ શબ્દાર્થ શીખવી પ્રસિદ્ધ જીવોને ઓળખતાં શીખવવાં. સારી બુદ્ધિવાળાને તેની બુદ્ધિ અનુસાર થોડે થોડે વિશેષ અનુભવ કરાવવામાં લક્ષ રાખવું જોઇએ, કેવળ મંદ બુદ્ધિવાળાને પણ કંઠે કરાવ્યા ઉપરાંત માત્ર શબ્દાર્થ શીખવવાથી પણ તેની બુદ્ધિ કેળવાય છે.

નવતત્વ શીખવતાં પ્રથમ જીવાદિક નવપદાર્થોનો શબ્દાર્થ સમજાવ્યા બાદ સ્થૂલ દ્રષ્ટિથી તેનું તાત્પર્ય શીખવવું. જેમ દરેક શબ્દો નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, અને અવ્યયમાંથી કોઇપણ પ્રકારમાં આવે છે. તેમ દરેક પદાર્થો કયા કયા તત્વમાં આવે છે, તેના થોડા ઉદાહરણ શીખવી નવાં ઉદાહરણ તેની જાતે શોધતાં શીખે તેની ટેવ પાડવી; અને પછી

તેના અંતર્ગત ભેદો શીખવવા, કે જેથી સર્વ ભેદોનું જ્ઞાન તેને વિના પ્રયાસે નિઃશંક યાદ રહી શકે.

આવી કોઇપણ જાતની સુગમ પદ્ધતિથી બાળજીવોને ગોખવામાં અલ્પ પ્રયાસથી બોધ થાય, તેવી રીતે દરેક વિષય શીખવવો જોઇએ તેમ થવાથી આગળપર તે બુદ્ધિનો નવો ઉપયોગ કરતાં શીખશે. અને અજ્ઞાનતાએ શીખેલો વિષય હસ્તાકમલવત પ્રગટ થશે.

આ ગ્રંથ છપાવવામાં મદદ કરનાર ધર્માનુરાગી સદ્‌ગૃહસ્થોનો આ મંડળ ઉપકાર માને છે.



# અનુક્રમણિકા.



# ॥सामायक सूत्र॥

## ( अर्थ सहित )

### १ ॥ अथ नवकार मंत्र ॥

નમો અરિહંતાણં—અરિહંત ભગવાને નમસ્કાર થાઓ.

નમો સિદ્ધાણં—સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ,

નમો આયરિઆણં—આચારજી ભગવાનને નમસ્કાર થાઓ,

નમો ઉવજઝાયાણં—ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ,

નમો લોએ સવ્વ સાહૂણં —લોકની અંદર સર્વે સાધુઓને મારે નમસ્કાર થાઓ,

એસો પંચ નમુક્કારો—એ પાંચ નમસ્કાર

સવ્વ પાવપ્પણાસણો—સર્વ પાપના નાશ કરવાવાળા છે.

મગલાણંચ સવ્વેસિં—સર્વ મંગળીકને વિશે
પઢમં હવઈ મંગલં—તે પેહેલું મંગળીક છે.
પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વ વર્ણ (૬૮)

## ૨ ॥ अथ पंचिंदिअना अर्थ ॥

પંચિંદિઅ સંવરણો—પાંચ ઈંદ્રિઓના વિકારને રોકનાર,
તહ નવવિહ બંભચેર ગુત્તિધરો—તથા નવ પ્રકારના શિયળવ્રતની ગુપ્તિને ધારણ કરનાર,
ચઉવિહ કસાયમુકકો—ચાર પ્રકારના કસાયથી છુટા,
ઈઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો—॥૧॥—એ અઢાર ગુણે કરીને સહીત હોય, ॥૧
પંચમહવ્વય જુત્તો—પાંચ મહાવ્રત યુક્ત,
પંચવિહાયાર પાલણ સમથ્થો—પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ હોય, [ સહિત
પંચસમિઓતિગુત્તો—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ,
છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ ॥૨॥—એ છત્રીસ ગુણે કરીને સહિત મારા ગુરૂ છે. ॥૨॥
પદ (૮) ગાથા (૨) ગુરૂ (૧૦) લઘુ (૭૦ સર્વ વર્ણ (૮૦)

## ૩ ॥ अथ इच्छामिखमासमणाना अर्थ॥

ઇચ્છામિ ખમાસમણો—ક્ષમાદિક ગુણે કરીને સહિત સાધુને હું ઇચ્છું છું.

વંદિઉં જાણવિજ્જાએ નિસીહિઆએ—શરીરની શક્તિવડે તથા પાપ વ્યાપાર છોડીને વંદવાને,

મત્થએણ વંદામિ—મસ્તકવડે હું નમસ્કાર કરૂં છું.

ગુરૂ (૩) લઘુ (૨૫) સર્વ વર્ણ (૨૮.)

## ૪ ॥ अथ सुगुरुने शाता सुखपृच्छा ॥

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ, સુખ તપ શરીર નિરાબાધ ॥ સુખ સંજમ જાત્રા નિર્વહો-છોજી ॥ સ્વામી શાતા છેજી ॥ ભાત પાણીનો લાભ દેજોજી ॥ ઇતિ ॥

## ૫ ॥ अथ इरियावहिना अर्थ ॥

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન-હે ભગવંત આદેશ આપો ઇચ્છાએ કરીને,

ઇરિયાવહિયં પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં જે પાપ થાય તેથી હું નિવર્તું છું.

ઇચ્છાઇચ્છામિ પડિક્કમિઉં--મારા મનની ઇચ્છાએ પાપને પરિહરવાને ઇચ્છું છું.
ઇરિયાવહિયાએ—માર્ગમાં ચાલતાં જીવની
વિરાહણાએ--વિરાધના થઇ હોય,
ગમણાગમણે--જતાં આવતાં
પાણક્કમણે—કોઇ જીવને ચાંપવાથી
બીયક્કમણે--બીજ સુકાં લીલાં ચાંપવાથી
હરિયક્કમણે--લીલી વસ્તુ ચાંપવાથી
ઓસાઉત્તિંગ--ઠારનુ પાણી તથા કિટિયારૂ
પણગદગ--પાંચ વર્ણી સેવાળ (નીલ, ફુલ) તથા કાચું પાણી,
મટ્ટી મક્કડા--માટી, કરોળીયાનાં પડ,
સંતાણા સંકમણે--જાળ ચાંપવાથી
જેમેજીવાવિરાહિયા--મે જે જીવની વિરાધના કીધી
એગિંદિયા--એકેંદ્રી [પૃથ્વી, પાણી, અગ્ની વાયરો, વનસ્પતિ]
બેઇંદિયા--બે ઇંદ્રીવાળા [કીડા, અળસિયા, પોણીના પુરા વિગેરે]
તેઇંદિયા—ત્રણ ઇંદ્રીવાળા [માકણ, કીડી, મંકોડા [ વિગેરે

ચઉરિંદિયા—ચાર ઇંદ્રવાળા [માંખી, ભમરા ફુદાં]
પંચિંદિયા—પાંચ ઇંદ્રિવાળા ( મનુષ્ય તિર્યંચ વિ-
ગેરે જીવોને )
અભિહયા—સામા આવતા હણ્યા હોય,
વત્તિયા—ધુળે કરીને ઢાંક્યા હોય,
લેસિયા—ભૂમી સાથે, ભીંતે ઘસ્યા,
સંઘાઇયા—માંહોમાંહે શરીરે શરીર મેળવ્યાં હોય,
સંઘટ્ટિયા—એક પાસું ફેરવી પીડા કરી,
પરિયાવિયા—પીટયા એટલે પરિતાપ ઉપજાવ્યા,
કિલામિયા—જેથી કોઇના દીલને અફસોસી ઉપ-
જી હોય.
ઉદ્દવિયા—ઉપદ્રવ કર્યા ત્રસવ્યા હોય,
ઠાણાઓઠાણં, સંકામિયા—એક સ્થાનથી બીજે
સ્થાનકે મુકયા હોય;
જીવિયાઓ વવેરોવિયા—આવખા થકી ચુકાવ્યા
તસ્સમિચ્છામિદુક્કડં—તે પાપમિથ્યા,નિષ્ફળ થાઓ.
પદ (૨૬) સંપદા (૮) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬)
સર્વ વર્ણ (૧૫૦)

## ૬ ॥ અથ તસ્સ ઉત્તરીના અર્થ.

તસ્સઉત્તરીકરણેણં—તે પાપ શુદ્ધ કરવાને,
પાયચ્છિત્તકરણેણં—તે પાપને છેદ કરવાને,
વિસોહીકરણેણં—આત્માને શુદ્ધ કરવાને,
વિસલ્લીકરણેણં—આત્માને માયાદી ત્રણ શલ્ય રહિત કરવાને,
પાવાણંકમ્માણં—પાપ કર્મ તેને,
નિગ્ઘાયણટ્ઠાએ—ટાળવાને અર્થે
ઠામિકાઉસ્સગ્ગં—કાઉસગ્ગ કરૂં છું
પદ(૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વવર્ણ (૪૯)

## ૭ ॥ અથ અન્નત્થ ઉસસિએણંના અર્થ ॥

અન્નત્થઉસસિએણં—બીજે ઠેકાણે, ઉંચા સ્વાસવડે,
નીસસિએણં, ખાસિએણં, છીએણં—નીચા સ્વાસવડે, ઉધરસવડે, છિંક વડે,
જંભાઇએણં, ઉડ્ડુએણં, વાય નિસગ્ગેણં—બગાંસાવડે, ઓડકારવડે, વાયુ સંચરવાથી,
ભમલિએ, પિત્ત મુચ્છાએ, સુહુમેહિં અંગ

સંચાલેહિં—તમ્મરવડે, પિત્તના ઉછાળાથી, અંગના સૂક્ષ્મ સંચારથી,

સુહુમેહિં ખેલ સંચાલેહિં—સૂક્ષ્મ ગળફાના ગળવા વડે,

સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં—સૂક્ષ્મ દ્રષ્ટિના સંચાર વડે,

એવમાઇએહિં આગારેહિં—આ પૂર્વોક્ત આગાર આદિ લેઇને બીજા પણ આગારવડે,

અભગ્ગો અવિરાહિઓ—અખંડિત અવિરાધ્યો,

હુજ્જમે કાઉસ્સગ્ગો—મહારે કાઉસ્સગ્ગ હોજો.

જાવ, અરિહંતાણં, ભગવંતાણં—જ્યાંસુધી અરિહંત ભગવાનને

નમુક્કારેણં, ન પારેમિ તાવ કાયં—નમસ્કારવડે ન પારૂં. ત્યાં સુધી મારી કાયાને [ધ્યાને,

ઠાણેણં, મોણેણં ઝાણેણં—સ્થાનકવડે, મૌનપણે,

અપ્પાણં વોસિરામિ—આત્માને વોસિરાવું છું.

સંપદા(૫) પદ(૨૮)ગુરૂ(૧૩)લઘુ(૧૨૭) સર્વવર્ણ(૧૪૦.)

## ૮ ॥ અથ લોગસ્સના અર્થ ॥

લોગસ્સઉજ્જોઅગરે—લોકને વિષે ઉદ્યોતના કરનાર

ધમ્મતિથ્થયરેજિણે—ધર્મ તીર્થના કરણહાર જીનેશ્વર,
અરિહંતેકિત્તઈસ્સં—કર્મરૂપ વેરીના હણનારની
કીર્તા કરૂં છું.
ચઉવીસંપિકેવલી ॥૧॥—એ ચોવીસે કેવળીછે. ૧
ઉસભમજિઅંચવંદે—પેહેલા શ્રી રીખવદેવ, વળી
બીજા અજીતનાથને વાંદુછું.
સંભવમભિણંદણંચ સુમઈંચ—સંભવનાથ, અભિ-
નંદન સુમતીનાથ,
પઉમપ્પહં સુપાસં જિણંચ ચંદપ્પહં વંદે ॥૨॥—
પદ્મ પ્રભુ, સુપાર્શ્વ, રાગ દ્વેષના જીતનાર,
ચંદ્ર પ્રભુને વાંદું છું. ૨
સુવિહિંચપુપ્ફદંતં—સુવિધીનાથ, તથા પુષ્પદંત એ
બે નામ નવમાના.
સીઅલસિજ્જંસવાસુપુજ્જંચ—શીતળનાથ, શ્રે-
યાંસનાથ શ્રીવાસુપૂજ્ય,
વિમલમણંતંચજિણં—વિમલનાથ, અનંતનાથ, રા-
ગદ્વેષના જીતનાર,
ધમ્મસંતિંચવંદામિ ॥૩॥—શ્રી ધર્મનાથ, શ્રીશાંતિ
નાથને વાંદુછું. ૩

કુંથુંઅરંચમલ્લિં—કુંથુનાથ, અરનાથ, શ્રી મલ્લીનાથને,
વંદેમુણિસુવ્વયંનમિજિણંચ—વંદુમુનિસુવ્રત, શ્રી નમિનાથ જીનને,
વંદામિરિઠ્ઠનેમિં—અરિષ્ટ નેમનાથને વાંદુછું.
પાસંતહવદ્ધમાણંચ ॥૪॥—પાર્શ્વનાથ તમજ શ્રી વર્દ્ધમાન સ્વામીને ૪
એવંમએઅભિથુઆ—મેં એણી પ્રકારે કીર્તી કરી તે કેવા છે તે કહે છે.
વિહુયરયમલા—જેણે કર્મરૂપ રજ મેલ ટાળ્યા છે,
પહીણજરમરણા—જેણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાં છે,
ચઉવીસંપિજિણવરા—એ ચોવીસે તિર્થંકર રાગ-દ્વેષના જીતનાર [પ્રસન્ન થાઓ. ૫
તિથ્થયરામેપસીયંતુ ॥૫॥—તીર્થંકરો મારા ઉપર
કિત્તિયવંદિયમહિયા—સ્તવ્યા વાંધા પૂજ્યા.
જેએલોગસ્સઉત્તમાસિદ્ધા—જે એ લોકોને વિષે ઉત્તમ સિદ્ધ થયા.
આરૂગ્ગબોહિલાભં—સમકીતબોધ બીજ, રાગ રહીતપણું.

સમાહિવરમુત્તમંદિંતુ ॥૬॥—ઉત્તમ પ્રધાન એવી સમાધિ આપો. ૬

ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા—ચંદ્રમાથી અધિક નિર્મલ સૂર્યથી અધીક પ્રકાશ કરણહાર છે.

સાગરવર ગંભીરા—સ્વયંભુ રમણ સમુદ્રની પેઠે ગંભીર છે,

સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥૭॥—એહવા સિદ્ધ મુજને સિદ્ધિ દેખાડો. ૭

પદ(૨૮)સંપદા(૨૮)ગુરૂ(૨૭ લઘુ ૨૨૮ સર્વવર્ણ ૨૫૫)

## અથ મુહુપત્તિના ૫૦ બોલ.

સુત્ર અર્થતત્વ કરી સદહુ ૧ સમકિત મોહની ૨ મીશ્ર મોહની.૩ મિથ્યાત્વ મોહની ૪ પરીહરૂં.

કામ રાગ ૫ સ્નેહ રાગ ૬ દ્રષ્ટી રાગ ૭ પરીહરૂં.

સુદેવ ૮ સુગુરૂ ૯ સુધર્મ ૧૦ આદરૂં.

કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ ૧૩ પરીહરૂં.

જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર ૧૬ આદરૂં.

જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર ૧૯ વિરાધના પરિહરૂં. મનગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાય

ગુપ્તિ ૨૨ આદરૂં. મન દંડ ૨૩ વચન દંડ ૨૪ કાય દંડ ૨૫ પરીહરૂં.

## અંગ પડિલેહણાના ૨૫ બોલ.

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં. ડાબે હાથે પડીલેહવા.

ભય ૪ સોગ ૫ દુગંછા ૬ પરીહરૂં જમણે હાથે પડીલેહવા.

કૃષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોત લેશ્યા ૯ પરીહરૂં. માથા ઉપર પડીલેહવા.

રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂં. મોઢે પડીલેહવા.

માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂં. છાતી આગળ પડીલેહવા.

ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં પુંઠે પડીલેહવા. માયા ૧૮ લોભ પરીહરૂં આગળ પડીલેહવા.

પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાય ૨૨ની જયણા કરૂં. ડાબે પગે પડીલેહવા.

વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાય ૨૫ નો રક્ષા કરૂં. જમણે પગે પડીલેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા. અને લેશ્યા ૩ શલ્ય ૩ કખાય ૪ એ દસ સિવાય બોલ ૪૦ સાધવી શ્રાવિકાને કહેવા.

## ॥ ९ ॥ अथ करेमिभंतेना अर्थ ॥

કરેમિભંતે સામાઇયં—હે ભગવંત હું કરૂંછું. સમતા રૂપ સામાયક.

સાવજ્જંજોગં પચ્ચાખ્ખામિ—સાવદ્ય જે પાપના જોગ તે ત્યાગ કરૂં છું.

જાવનિયમં—જ્યાં સુધી નિયમ હોય ત્યાં સુધી.

પજ્જુવાસામિ—આરાધું ભક્તિ કરૂં છું,

દુવિહં—બે ભેદે, કરવું નહિ કરાવવું નહિ તે.

તિવિહેણં—ત્રણ ભેદે, તે મન, વચન, કાયા તેણે કરી.

મણેણં વાયાએ કાએણંનકરેમિનકારવેમિ—મન વચન. કાયાએ કરીને ન કરૂં તથા ન કરાવું

તસ્સભંતે પડિક્કમામિ—હે ભગવંત તેથી હું નિવર્તું છું

નિંદામિ ગરિહામિ—નિંદુછું ગુરૂની સાખે ગરહુંછું.

અપ્પાણંવોસરામિ—મારા આત્માને વોસિરાવું છું.

## ૧૦ ॥ અથ સામાઇઅ વયજુત્તોના અર્થ ॥

સામાઇઅવયજુત્તો—સામાયકના વ્રત યુક્ત.

જાવમણેહોઇ નિયમસંજુત્તો—જ્યાં સુધી મનને
 વિષે સરખે નિયમે સંજુક્ત હોય ત્યાં સુધી.

છિન્નઇઅસુહંકમ્મં—અશુભ કર્મને તોડે.

સામાઇયજત્તિઆવારા ॥૧॥—જેટલીવાર સામાયક
 કરે તેટલીવાર. ૧

સામાઇઅંમિઉકએ—વળી સામાયક કર્યે છતે.

સમણોઇવસાવઓહવઇજમ્હા—શ્રાવક પણ જે-
 થી સાધુ જેવોજ થાયછે.

એએણકારણેણં, બહુસોસામાઇઅંકુજ્જા॥૨॥—
 એ કારણ થકી ઘણાં સામાયક કરવાં.

સામાયિક વિધિ લીધું, વિધિ પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય તે સવીહું મન વચન કાયાએ કરી મિચ્છામિદુક્કડં ના દશ મનના, દશ વચનના, બાર કાયાના એવં ૩૨ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય તે સવીહું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં॥

## ૧૧ ॥ अथ जंकिंचिना अर्थ ॥

જંકિંચિનામતિથ્થં—જે કોઇ નામ તીર્થ હોય.

સગ્ગેપાયાલિમાણુસેલોએ—સ્વર્ગ લોકમાં પાતાળ લોકમાં ને મનુષ્ય લોકમાં. (પ્રતિમા હોય.)

જાઇંજિણંબિંબાઇં—જે કોઇ જિનેશ્વર ભગવાનની

તાઇંસવ્વાઇંવંદામિ—તે સર્વ પ્રતે હું નમસ્કાર કરૂંછું.

## ૧૨ ॥ अथ नमुथ्थुणंना अर्थ ॥

નમુથ્થુણંઅરિહંતાણં—અરિહંતને નમસ્કાર થાઓ.

ભગવંતાણં ॥૧॥ આઇગરાણં—ભગવાનને ધર્મની શરૂઆત કરનારને.

તિથ્થયરાણં—તીર્થંકરને. (પામેલાછે તેમને.

સયંસંબુદ્ધાણં ॥૨॥—પોતે પોતાની મેળે બોધ

પુરિસુત્તમાણં પુરિસસીહાણં—પુરૂષને વિષે ઉત્તમ છે, પુરૂષને વિષે સિંહ સમાન છે તેમને.

પુરિસવર પુંડરીઆણં—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ જેવા છે તેમને.

પુરિસવરગંધહથ્થીણં॥૩॥—પુરૂષને વિષે ઉત્તમ ગંધ હસ્તી જેવાછે તેમને.

લોગુત્તમાણં લોગનાહાણં—લોકમાં ઉત્તમ, લોકના નાથને.

લોગહિઆણું—લોકના હિતકરનારને.

લોગપઈવાણં—લોકને વિષે દીવા સમાનછે તેમને.

લોગપજ્જોઅગરાણું ॥૪॥—લોકના વિષે પ્રકાશક-

અભયદયાણું—અભયદાનના આપનારને. (રનારને.

ચક્ખુદયાણું—ચક્ષુના આપનારને.

મગ્ગદયાણું સરણદયાણું—માર્ગ આપનારને, શર-

ણ આપનારને, (થાઓ.

બોહિદયાણું॥૫॥—સમકિતના આપનારને નમસ્કાર

ધમ્મદયાણું ધમ્મદેસિયાણું—ધર્મના આપનારને,

ધર્મના ઉપદેશ કરનારને.

ધમ્મનાયગાણું ધમ્મસારહીણું—ધર્મના નાયકને,

ધર્મના સારથીને.

ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણું ॥૬॥—ઉત્તમ એવું

ચાર ગતિના અંત કરવા રૂપ ધર્મ ચક્ર વર્તે

છે જેમને એવા

અપ્પડિહયવરનાણ—નહીં રોકાએલું કેવળ જ્ઞાન

અને.

દંસણધરાણું—દર્શનના ધરનારને. સ્થપણું.

વિઅટ્ટછઉમાણં ॥૭॥—વિત્યું છે છળ કપટ છદ્મ-

જિણાણંજાવયાણં—જિનને, જાપકને.

તિન્નાણંતારયાણં—પોતે સંસાર સમુદ્રથી તરેલા છે,
ને બીજાને તારવાને સમર્થ છે.
બુદ્ધાણં બોહયાણં—તત્વના જાણ છે તેમને, ભવ્ય
જીવોને જાણપણું કરાવનારને
મુત્તાણંમોઅગાણં॥૮॥—મુકાણા છે, બીજાને
મુકાવનાર છે તેમને.
સવ્વન્નૂણં સવ્વદરિસીણં—સર્વજ્ઞને સર્વ દર્શીને.
સિવ—સર્વ ઉપદ્રવ રહિત. ( અનંત, અક્ષય.
મયલમરૂઅમણંતમક્ખય—અચળ રોગ રહિત,
મવ્વાબાહ—સર્વ પ્રકારે બાધા રહિત
મપુણરાવિત્તિ—ફરીથી જેમને પાછા આવવું નથી.
સિદ્ધિગઈનામધેયં—એવી સિદ્ધિ ગતિ છે નામ
જેનું એવા
ઠાણંસંપત્તાણં—સ્થાનકે પોતે પહોંચ્યા છે.
નમોજિણાણં—જિનને નમસ્કાર થાઓ.
જિઅભયાણં॥૯॥ જેઅઅઇઆ—ભય જીતનારા,
જે ભૂતકાળને વિષે.
સિદ્ધા જેઅભવિસ્સંતિ—મોક્ષે પહોંચ્યા છે. જે.
સિદ્ધ થશે.
ણાગએકાલે—અનાગત કાલને વિષે.

**સંપઇઅવટ્ટમાણા**—વર્તમાન કાળને વિષે વર્તમાન તીર્થંકરોને

**સવ્વેતિવિહેણવંદામિ ॥૧૦॥**—તે સર્વ પ્રતે મન વચન કાયાએકરી વાંદુછું

સંપદા (૧૦) ગુરૂ (૩૨) લઘુ (૨૬૫) સર્વવર્ણ (૨૯૭)

## ૧૨ ॥अथ जावंति चेइआइंना अर्थ ॥

**જાવંતિચેઇઆઇં**—જેટલી જીન પ્રતિમા હોય

**ઉડ્ઢેઅ અહેઅ તિરિઅલોએઅ**—ઉર્ધ્વ લોકને વિષે વળી અધો લોકને વિષે વળી તિર્છા લોકને વિષે વળી

**સવ્વાઇંતાઇવંદે**—તે સર્વ પ્રતે હું વાંદુછું

**ઇહસંતો**—અહિં રહ્યો છતાં

**તત્થસંતાઇ**—ત્યાં તે પ્રતિમાઓ છે તે પ્રતે.

સંપદા (૪) ગાથા (૧) પદ (૪) ગુરૂ (૩)

લઘુ (૩૨) સર્વવર્ણ (૩૫)

## ૧૪ ॥ अथ जावंत केविसाहूना अर्थ ॥

જાવંત કેવિ સાહુ—જેટલા કોઇપણ સાધુ

ભરહેરવય મહાવિદેહે અ—પાંચ ભરત, પાંચ ઐરવ્રત, પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં

સવ્વેસિં તેસિ પણઓ—વળી તે સર્વ પ્રતે નમસ્કાર થાઓ તે સાધુ કેવા છે.

તિવિહેણ—મન વચન કાયાએ કરીને,

તિદંડ—અશુભ મન વચન કાયાના ત્રણ દંડથી,

વિરયાણ—નિવર્ત્યા છે.

## ૧૫ ॥ अथ नमस्कारना अर्थ. ॥

નમોઽર્હત—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.

સિદ્ધાચાર્યો—સિદ્ધ ભગવાનને, આચારજ ભગવાનને

પાધ્યાય સર્વ સાધુભ્ય:—ઉપાધ્યાયને, સર્વ સાધુને

## ૧૬ ॥ अथ उपसर्गहरस्तवनना अर्थ ॥

ઉવસગ્ગરં—ઉપસર્ગના હરનારા,

પાસં—શ્રી પાર્શ્વ નામનો યક્ષછે સેવક જેનો એવા,

પાસંવંદામિ—શ્રી પાર્શ્વનાથ મહારાજને હું વાંદુછું.

કમ્મઘણમુક્કં—કર્મના સમુહથી મુક્તછે,

વિસહરવિસનિન્નાસં—મિથ્યાત્વરૂપ સાપના ઝેરનો
નાશ કરનારાવાળા તેમને [ધર છે. ૧

મંગલ કલ્લાણ આવાસં॥૧॥મંગલ અને કલ્યાણનું
વિસહરફુલિંગમંતં—વિખધર ફુલિંગ મંત્રને,
કંઠે ધારેઈ—કંઠને વિષે યાદ કરે,
જોસયામણુઓ—જે કોઇ માણુસ હમેશાં,
તસ્સ ગહરોગમારી—તેના ગ્રહ, રોગ મરકી
દુઠ્ઠજરા જંતિ ઉવસામં॥૨॥—દુષ્ટ તાવ ઉપ-
શાંત થાયછે. ૨

ચિઠ્ઠઉ દૂરે મંતો—એ મંત્ર તો દુર રહો,
તુજજપણામોવિ—તમને નમસ્કાર કરવો તે પણ,
બહુફલો હોઇ—ઘણું ફળ આપનાર છે.
નરતિરિએસુવિ જીવા—મનુષ્ય અને તિર્યંચને
વિષે પણ જીવો [પામતા ૩

પાવંતિ ન દુઃખ દોગચ્ચં॥૩॥—દુઃખદરિદ્રનથી
તુહસમ્મત્તેલદ્ધે—તમારૂં સમ્યકત્વ દર્શન પામે છે તે
ચિંતામણિ—ચિંતામણી રત્ન અને
કપ્પપાયવબ્ભહિએ—કલ્પ વૃક્ષથી પણ અધિકએવું
પાવંતિઅવિગ્ઘેણં—વિઘ્ન રહિતપણે પામેછે.

જીવાઅયરામર ઠાણું ૫૪ા—ભવ્યજીવો અજરામર
સ્થાનકને, ૪
ઇઅ સંથુઓ મહાયસ—એ પ્રમાણે સ્તવ્યો હે
મહાયશાને.

ભત્તિભર—ભકિતને સમુહે કરીને
નિબ્ભરેણ હિઅએણ—પુરણ ભરેલા હૃદય વડે.
તાદેવ દિજજ—તે માટે હે દેવ આપો.
બોહિં ભવેભવે—બોધી બીજ, જન્મો જન્મ.
પાસજિણચંદ ૫—હે પાર્શ્વ જીણચંદ ૫.
પદ(૨૦)સંપદા(૨૦)ગુરૂ(૨૦)લઘુ(૧૫૬)સર્વવર્ણ(૧૮૫)

## १७ ॥ अथ जयवीयरायना अर्थ ॥

જયવીયરાય જગગુરૂ—જય પામો, હે શ્રી વીત-
રાગ, હે જગત્રયગુરૂ
હોઉ મમં તુહ પભાવઓ ભયવં—હે ભગવંત
હોજો, મારે, તમારા પ્રભાવથી.
ભવ નિવ્વેઓ—ભવ ઉદાસપણું.
મગ્ગાણુ સારિઆ ઇટ્ઠ ફલસિદ્ધિ—માર્ગાનુસારી-
પણુ, ઇચ્છેલા ફળની, સિદ્ધિ ૧.
લોગવિરૂદ્ધચ્ચાઓ—લોક વિરૂદ્ધનો ત્યાગ,

ગુરૂજણપૂઆ—માતા પિતાદિક સદ્ગુરૂની સેવા,
પરત્થકરણં ચ—પરોપકાર કરવો તે,
સુહગુરૂજોગો—શુદ્ધ ગુરૂનો મેળાપ,
તવ્વયણ સેવણા—તેમના વચનની સેવા,
આભવમખંડારા—જ્યાં સુધી મારે સંસાર છે
ત્યાં સુધી અંખડ હોજો. ૨
વારિજ્જઈ જઈવિ—નિષેધ્યું છે જો કે
નિઆણબંધણં—નિયાણાનું બાંધવું.
વીઅરાય તુહસમએ—હે શ્રી વીતરાગ તમારા
સિદ્ધાંતને વિષે.
તહવિ મમ હુજ્જ સેવા—તોપણ મારે સેવાહોજો.
ભવેભવેતુમ્હચલણાણંાાઠાા—જન્મો જન્મનેવિષે
તમારા ચરણની. ૩
દુઃખખખઓ—શરીર અને મન સંબંધિ દુઃખ
નો ક્ષય (સમાધી મરણ
કમ્મખખઓ સમાહિમરણં—આઠ કરમનો નાશ,
ચ. બોહિલાભોઅ, સંપજ્જઉ—વળી બોધાં બી
જનો લાભ થાઓ.

મહ એઅ, તુહનાહ—મારે એ ચાર બાબતો
હેનાથ તમોને.

પણામ કરણેણં ॥૪॥—નમસ્કાર કરવાથી ૪.
સર્વમંગલમાંગલ્યં—બધાં મંગળીકમાંહે. મંગળીક છે.
સર્વકલ્યાણકારણં—સર્વ કલ્યાણનું કારણ છે.
પ્રધાનંસર્વધર્માણાં—સર્વ ધર્મમાં મુખ્ય છે જે.
જૈનંજયતિશાસનં॥૫॥—એવું જૈનશાસન જય-
વંતુવર્તે છે.

સંપદા (૨૦) ગાથા (૫) પદ (૨૦) ગુરૂ (૧૯)
લઘુ (૧૭૨) સર્વ વર્ણ (૧૯૧)

## ૧૮॥ અથ અરિહંત ચેઇઆણંના અર્થ ।

અરિહંતચેઇઆણં—અરિહંતની પ્રતીમાને વાંદવા
ને અર્થે.

કરેમિકાઉસ્સગ્ગં—હું કાઉસ્સગ્ગ કરૂંછું.
વંદણવત્તિઆએ—વાંદવાના ફળને અર્થે.
પૂઅણવત્તિઆએ—પૂજવાના ફળને અર્થે.
સક્કારવત્તિઆએ—સત્કારના ફળને અર્થે.
સમ્માણવત્તિઆએ—સન્માનના ફળને અર્થે.

બોહિલાભવત્તિઆએ—બોધી બીજના લાભના ફળને અર્થે.

નિરૂવસગ્ગવત્તિઆએ—જન્મ જરા મરણના ઉપસર્ગથી રહિત મોક્ષરૂપ સ્થાનક પામવાને અર્થે

સદ્ધાએ મેહાએ—આસ્થા વડે, નિર્મળ બુદ્ધિએ,

ધીઇએ ધારણાએ—ચિત્તની સ્થિરતાએ વિચારપૂર્વક

અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ—વારંવાર વિચાર પૂર્વક ચઢતે ભાવે

ઠામિકાઉસ્સગ્ગં—હું કાઉસ્સગ્ગ કરૂંછું.

સંપદા (૮) ગાથા (૩) પદ (૧૫) ગુરૂ (૧૬) લઘુ (૧૭૩) સર્વવર્ણ (૮૯)

## १९॥ अथ सामायक लेवानो विधि ॥

પ્રથમ ઊંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને ॥ શ્રાવક શ્રાવિકા કટાસણું ॥ મુહપત્તી ચરવલો લઈ ॥ શુદ્ધ વસ્ત્ર જગ્યા પૂંજી ॥ કટાસણાં ઉપર બેસી ॥ મુહપત્તી ડાબા હાથમાં મુખપાસે રાખી જમણો હાથ થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર ગણી પંચિંદિય કહી ઇચ્છામિ

ખમાસમણ દેઈ ।। ઇરિયાવહિઆ ।। તસ્સઉત્ત
રી ।। અન્નથ્થઉસસી એણું કહી એક લોગસ્સનો
અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી
પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઇ ।।ઈચ્છા-
કારેણ સંદિસહ ભગવન ।। સામાયક મુહપ-
ત્તી પડિલેહું ઇચ્છં૦ એમ કહી મુહપત્તી
તથા અંગના પડિલેહણના પચાસ બોલ કહી
મુહપત્તી પડિલેહીએ ।। ખમાસમણ દેઈ૦
ઈચ્છાકારણે સંદિસહ ભગવન સામાયિક સં-
દીસાહુ ઇચ્છં ।। ખમા૦ ।। ઇચ્છા૦ ।। સામા-
ઈક ઠાઊં ઈચ્છં એમ કહી બે હાથ જોડી એક
નવકાર ગણી ।। ઇચ્છકારી ભગવાન પસાય ક
રી સામાયિક દંડક ઉચ્ચરાવોજી ।। વડિલ
કરેમિભંતે કહે ।। પછી ખમાસમણ દેઈ ઇ-
ચ્છં૦।। બેસણે સંદિસાહુ ખમા૦ ઈચ્છા૦ બે-
સણે ઠાઉં ખમા૦ ।। ઇચ્છા૦ ।। સજ્ઝાય સંદિ
સાહુ ।। ખમા૦ ।। ઇચ્છા૦।। સજ્ઝાય કરૂં
।।ઇચ્છં।। એમ કહી ત્રણ નવકાર ગણવા પછી
બે ઘડી સજ્ઝાય ધર્મ ધ્યાન કરવું ।। ઈતિ૦

## ૨૦॥अथ सामायक पारवानो विधि ॥

॥ ખમાસણુ દેઇ ॥ ઇરિયાવહિ પડિક્ક-
મામિ યાવત લોગસ્સ સુધી કહી ॥ ખમા૦ ॥
ઇચ્છા૦ ॥ મુહપતી પડિલેહુ કહી મુહપત્તી
પડિલેહી ખમા ઇચ્છા૦ સામાઇક પારૂ ॥યથા
શક્તિ ॥ વળી ખમા૦ ॥ ઇચ્છા ॥ સામાયક
પાર્યુ ॥ તહત્ત કહી પછી જમણો હાથ ચ-
વળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એક
નવકાર ગણી "સામાઇય વયજુત્તો" કહાએ॥
પછી જમણો હાથ થાપના સામો સવળો
રાખીને એક નવકાર ગણીએ.

## ૨૧ ॥ अथ चैत्यवंदन करवानो विधि ॥

પ્રથમ ત્રણ ખમાસમણાં દેઇને પછી ઇચ્છા
કારેણ સંદિસહ ભગવન ચૈત્યવંદન કરૂં, ઇચ્છં
પછી ચૈત્યવંદન જંકિંચિ; પછી બે હાથ જોડી
નાસિકા સુધી ઊંચા રાખી નમુથ્થુણં કહેવું;
જાવંતિચેઇઆઇ, ખમાસમણું દેઇ જાવંતકેવિ

સાહૂ પછી નમોઽર્હત સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ પછી સ્તવન કહેવું. પછી બે હાથ જોડી માથા સુધી ઊંચા રાખી જય-વીઅરાય કહેવા, આભવમખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી બધા જયવીઅરાય પુરા કરવા પછી ઉભા થઇ અરિહંત ચેઇઆ-ણું કરેમિ કાઉસગ્ગં અન્નત્થ ઉસસિએણું, કહી કાઉસગ્ગ એક નવકારનો કરી પછી નમો અરિહંતાણું, નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી એક થોય કહેવી.

॥ ઇતિ ચૈત્યવંદન વિધિ ॥

## ॥अथ श्री सामायिकना बत्रीश दोष॥

### ॥ मनना दशदोष ॥

(૧) વૈરી દેખી રીસ કરે. (૨) અવિવેક ચિંતવે (૩) અર્થ ન ચિંતવે (૪) મનમાં ઉદ્વેગ ધરે (૫) યશની વાંછા કરે (૬) વીનય ન કરે (૭) ભય ચિંતવે (૮) વ્યાપાર ચિંતવે (૯) ફળનો સંદેહ રાખે (૧૦) નિયાણું કરે.

## ॥ वचनना दश दोष ॥

(૧) કુવચન બોલે (૨) હુંકારા કરે (૩) પાપ. આદેશ દીએ (૪) લવારો કરે (૫) કલહ કરે (૬) આવો, જાઓ કહે (૭) ગાળ બોલે (૮) બાલક રમાડે (૯) વિકથા કરે (૧૦) હાંસી કરે.

## ॥ कायाना बार दोष ॥

(૧) આસન ચપળ (૨) ચારે દિશાએ જુએ (૩) સાવદ્ય કામ કરે (૪) આળસ મરડે (૫) અવિનયે બોલે (૬) ઓઠું લઈ બેસે (૭) મેલ ઉતારે (૮) ખરજખણે (૯) પગ ઉપર પગ ચઢાવે. (૧૦) અંગ ઉઘાડું મુકે (૧૧) અંગ ઢાંકે (૧૨) ઊંઘે એ સર્વ મળી બત્રીશ દોષ સામાયકમાં અજતનાથી લાગે છે, તે નિવારવાનો ખપ કરવો.

## ॥ श्री जगचिंतामणि ॥

જગ ચિંતામણિ જગનાહ—જગતના જીવોના મ-

નો વાંછિત પુરવા માટે ચિંતામણી રત્ન જેવા અને જગતના નાથ.

**જગગુરૂ જગરક્ખણ**—જગતના જીવોને હિતોપદેશ દેવાથી જગતના ગુરૂ અને જગતના જીવોના રક્ષક

**જગબંધવ જગસત્થવાહ**—જગતના જંતુના મોહોટા વિવકવંત ભાઇ અને મોક્ષાભિલાષી સાધુ પ્રમુખના સાર્થવાહ છે.

**જગભાવ વિઅક્ખણ**—જગભાવ એટલે ષડ દ્રવ્ય તથા જીવાદિક નવ પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિષે વિચક્ષણ એટલે ડાહ્યા છે,

**અઠ્ઠાવયસંઠવિય**—અષ્ટાપદ પર્વતની ઉપર ભરતેશ્વરે સંસ્થાપિત કર્યા છે.

**રૂવ કમ્મઠ્ઠ વિણાસણ**—રૂપ એટલે બિંબો જેનાં વળી જ્ઞાનાવર્ણીયાદિક આઠ કર્મોનો કીધો છે વિનાશ જેણે [નિશ્ચય

**ચઉવિસંપી જિણવર**—એવા ચોવિસ જીનવર

**જયંતુ અપ્પડિહયસાસણા ॥૧॥**—વળી કોઇથી રોકાય નહિ એવો ઉપદેશ છે જેનો એવા તીર્થંકર દેવો જયવંતા વર્ત્તો ॥૧॥

કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં—અસિ, મષી અને
કૃષિ રૂપ કર્મ જીહાં વર્તે છે એટલે એ ત્રણ
થી આજીવિકા ચાલે છે તેને કર્મભૂમિકા ક-
હીએ તે કર્મભૂમિના પંદર ક્ષેત્રને વિષે

પઢમ સંઘયણિ—પ્રથમ સંઘયણ વજ્ર ઋષભનારાચ
તેના ધણી એવા

ઉક્કોસય સત્તરિ સય—ઉત્કૃષ્ટપણે એકસો સીતેર,

જિણવરાણ વિહરંત લબ્ભઈ—તીર્થંકર દેવો વિ-
ચરતા લાભે

નવકોડિહિં કેવલિણ—નવકોડિ કેવળ જ્ઞાની
મહારાજા

કોડિસહસ્સનવસાહુ ગમ્મઈ—નવ હજાર કોડિ
સાધુ જિનાગમથી જાણીયે

સંપઇ જિણવર વીસમુણિ—સંપ્રત્તિ એટલે હા-
લમાં શ્રીમંધર સ્વામી પ્રમુખ વીશ જિનવર
વિચરતા પામીએ અને મુનિ

બિહુ કોડિહિં વરનાણ—બે કોડિ પ્રધાન કેવલ
જ્ઞાનના ધરનાર

સમણહ કોડિસહસ દુઅ—બે સહસ્ર કોડી શ્ર-
મણ સાધુ વિચરેછે તે સર્વેને

થુણિજિઅ નિચ્ચવિહુણિ ॥૨॥—સ્તવિએ નિત્ય
પ્રભાતે ॥૨॥
જયઉસામી જયઉસામી—જયવંતા વર્તો સ્વામી જયવંતા વર્તો
રિસહ સત્તુંજિ—સ્વામિ રિષભદેવ શ્રી શંત્રુંજય તીર્થ ઉપર [ શ્રીનેમીજિન પ્રભુ
ઉજ્જિજંત પહુ નેમિ જિણ—શ્રી ગીરનારજી ઉપર
જયઉ વીર સચ્ચઉરિમંડણુ—સત્યપુરી એટલે સાચોર નગર તેના આભૂષણ રૂપ શ્રી મહાવીર સ્વામી જયવંતા વર્તો
ભરૂઅચ્છહિં મુણિ સુવ્વય—શ્રી ભરૂચ શહેરમાં શ્રી મુનિસુવ્રત સ્વામી
મુહરિપાસ દુહ દુરિઅખંડણ—મુહરિ ગામના નાયક શ્રી પાર્શ્વનાથ એ જિનપંચક દુઃખ અને દુરિતનો નાશ કરનાર છે
અવરવિદેહિં તિથ્થયરા—બીજા પાંચ મહાવિદેહને વિષે જે તીર્થંકર છે
ચિહુંદિસિ "વિદિસિ" જિંકેવિ—ચાર દિશાઓ અને ચારવિદીશાઓ એટલે ખુણાઓમાં જે કોઇ પણ

તીઆણાગય સંપઇઅ—અતિત, અનાગત અને
સંપ્રતિ એટલે વર્તમાનકાળ એ ત્રણ કાળ સંબંધિ
વંદુંજિણસવ્વેવિ ॥૩॥—સર્વ તિર્થંકર દેવને હું
વાંદુછું ॥૩॥

સત્તાણવઈ સહસ્સા, લખ્ખા છપ્પન્ન અઠ્ઠ
કોડીઓ, બત્તીસ બાસિઆઇં (પાઠાંતર) બત્તી-
સય બાસિઆઇં, તિઅલોએ ચેઇએ વંદે
॥૪॥—સતાણું સહસ્ર, આઠ ક્રોડ છપન લાખ અ-
ને બત્રીસેં ને બ્યાસી ત્રણ લોકને વિષે સર્વ-
જિન પ્રાસાદ પ્રતે હું વાંદુછું ॥૪॥

પનરસકોડિ સયાઇ—પંદરસેં ક્રોડ અને
કોડીબાયાલ લખ્ખ અડવન્ના—બેતાલીસક્રોડ
અઠાવન લાખ
છત્તીસ સહસ અસિઈ (પાઠાંતર)—છત્રીસ હ-
જારને એંશી ( પ્રસાદમા
અસિઆઇં—(૧૫૪૨૫૮૩૬૦૮૦) એટલા જિન
સાસય બિંબાઇં પણમામિ ॥૫॥—શાશ્વતા
જિન બિંબછે તે સર્વ પ્રતે હું પ્રણમુંછું॥૫॥

## ॥ अथ श्री सीमंधरजिन चैत्यवंदन ॥

॥ શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી ॥ શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તમારી ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા સત્યકી, "જેણે" જાયો જયકારી, વૃષભલંછને વિરાજમાન, વંદે નરનારી ॥ ૨ ॥ ધનુષ પાંચસેં દેહડીએ, સોહીયે સોવનવાન, કીર્ત્તિ વિજય ઉવઝાયનો,વિનય ધરે તુમ ધ્યાન. ॥ ૩ ॥

## ॥ अथ चोवीश जिननुं चैत्यवंदन ॥

પદ્મ પ્રભુને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ, ચંદ્રપ્રભુને સુવિધિનાથ, દો ઉજ્વલ લહીએ ॥૧॥ મલ્લીનાથને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા, મુનિ સુવ્રતને નેમનાથ, દો અંજન સરિખા ॥૨॥ સોલે જિન, કંચન સમાએં, એવા જિન ચોવીસ॥ ધીર વિમલ પંડિત તણો, જ્ઞાન વિમલ કહે શિષ્ય ॥ ૩ ॥

## ॥ अथ श्री शत्रुंजय चैत्यवंदन ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિવારે, ભાવ ધરીને જે ચડે, તેને ભવપાર ઉતારે ॥૧॥ અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય, પૂર્વ નવાણુ રિખવદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય ॥ ૨ ॥ સૂરજ કુંડ સોહામણો, કવિડ જક્ષ અભિરામ, નાભિરાય કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ ॥ ૩ ॥

## ॥ अथ श्री सीमंधर जिनचैत्यवंदन ॥

શ્રી સીમંધર જગ ધણી, આ ભરતે આવો, કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો ॥ ૧ ॥ સકળ ભક્ત તુમે ધણીએ, જો હોવે અમનાથ, ભવોભવ હું છું તાહરો, નહીં મેહેલું હવે સાથ ॥ ૨ ॥ સયલ સંઘ છંડી કરી એ, ચારિત્ર લેઇશું; પાય તુમારા સેવીને, શિવરમણી વરશું ॥ ૩ ॥ એ અલજો મુજને ઘણો એ પૂરો સીમંધર દેવ, ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ॥ ૪ ॥

## ॥ अथ श्री परमात्मानुं चैत्यवंदन ॥

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ, જય જગગુરૂ દેવાધિદેવ, નયણે મેં દીઠ ॥ ૧ ॥ અચલ અકલ અવિકાર સાર, કરૂણા રસ સિંધુ, જગતિ જન આધાર એક, નિ:કારણ બંધુ ॥૨॥ ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કહ્યા ન જાએ, રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ॥ ૩ ॥

## ॥ अथ श्री जिन नव अंग पूजाना दोहा ॥

જલ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત, ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત ॥૧॥ જાનુબલે કાઉસ્સગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ, ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ ॥ ૨ ॥ લોકાંતિક વચને કરી, વરષ્યા વરશી દાન, કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવી બહુ માન ॥ ૩ ॥ માન ગયું દોય અંસથી,

દેખી વીર્ય અનંત, ભુજા બળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત ॥ ૪ ॥ સિદ્ધ શિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત; વસીયા તેણે કારણ ભવિ, શિર શિખા પૂજંત ॥ ૫ ॥ તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત, ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત ॥ ૬ ॥ સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતૂલ, મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ્ય ॥ ૭ ॥ હૃદય કમલ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ, હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ ॥ ૮ ॥ રત્નત્રયી ગુણ ઉજ્જલી, સકળ સુગુણ વિસરામ, નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ ॥ ૯ ॥ ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જિણંદ, પૂજો બહુ વિધ રાગથી, કહે શુભ વીર મુણિંદ, ॥ ૧૦ ॥

॥ ઇતિ શ્રી જિન નવ અંગ પૂજાના દોહા ॥

## ॥ श्री संखेश्वर पांर्श्व जिन छंद ॥

સેવો પાસ સંખેશ્વરો મન શુદ્ધે, નમો નાથ

નિશ્ચે કરી એક બુદ્ધે, દેવી દેવલાં અન્યને શું નમોછો, અહો ભવ્ય લોકો ભૂલા કાં ભમોછો ॥ ૧ ॥ ત્રિલોકના નાથને શું તજો છો પડ્યાં પાસમાં ભુતડાંને ભજો છો, સુરધેનુ છંડી અજાને શું અજો છો, મહા પંથ મુકી કુપંથે ભજો છો ॥ ૨ ॥ તજે કોણ ચિંતામણિ કાચ માટે, ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે, સુરદ્રુમ ઉપાડી આક કુણ વાવે, મહા મૂઢ તે આકુલા અંત પાવે ॥ ૩ ॥ કીહાં કાંકરોને કીહાં મેરૂ શૃંગં, કીહાં કેસરીને કીહાં તે કુરંગં, કીહાં વિશ્વનાથ કીહાં અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા ॥ ૪ ॥ પુજો દેવી પ્રભાવતી પ્રાણનાથ, સહુ જીવને જે કરે છે સનાથ, મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનાં દુઃખ દાળીદ્ર દૂરે પલાવે ॥ ૫ ॥ પામી માનુષાને વૃથા કાં ગમોછો, કુશીલે કરી દેહને કાં દમો છો, નહીં મુક્તિવાસં વિના વીતરાગ, ભજો ભગવંત તજો દ્રષ્ટિરાગં ॥ ૬ ॥ ઉદયરત્ન વાચક સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુ દાસ

જાણી, આજ મારે મોતીડે મેહ વુઠયા, પ્રભુ પાસ સંખેશ્વરો આપ તુઠયા ॥ ૭ ॥

## ॥ स्तवन प्रभातीयुं ॥

॥ પ્રભાતે ઉઠીને માતા મુખડા જોવે એ દેશી ॥ આવી રૂડી ભગતી મેં પહેલાં ન જાણી, પહેલાં ન જાણીરે પ્રભુ પેહેલાં ન જાણી, સંસારની માયામાં મેં વલોવ્યું પાણી ॥ આવી૦॥ એ આંકણી ॥ કલ્પતરૂનાં ફુળ લાવીને, જે જિનવર પૂજે; કાલ અનાદિ કર્મ તે સંચિત, સત્તાથી ધ્રૂજે ॥ આ૦ ૧ ॥ થાવરતિરિ નરયાયવ એ દુગે, થીણ તીગ ઇગવિગલા લીજે, સાધારણ નવમે ગુણઠાણે ધુર ભાગે છીજે ॥આ૦૨॥કેવળ પામીને શિવ ગતિ ગામી, શૈલેશી ટાણે; ચરમ સમય હોય માંહે સ્વામી, અંતિમ ગુણઠાણે ॥ આ૦ ૩ ॥ બાકી નામ કરમની પયડી. તે સઘળી જાવે, અજર અમર નિકલંક સ્વરૂપે, નિઃકર્મા થાવે ॥૦આ૦ ૪ ॥ જે સિદ્ધ કેરી પ્રતિમા પૂજે, તે સિદ્ધમયી હોવે; નાહી ધોઇ નિર્મળ ચિત્તે, આ

શીસો જોવે ॥ આ૦ ૫ ॥ કર્મસૂડણ તપ કેરી પૂજા; ફળ તે નર પાવે, શ્રીશુભ વીર સ્વરૂપ વિલોકી, શિવ વહુ ઘર આવે ॥ આ૦ ૬ ॥

## ॥ स्तवन प्रमातीयुं ॥

પાસ સંખેસરા સારકર સેવકાં દેવકાં એવડી વાર લાગે; કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે ॥ પા૦ ૧ ॥ પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો; મુજ મહીરાણ મંજુસમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો ॥ પા૦ ૨ ॥ જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઊંઘે; મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગકાલ મોંઘે ॥ પા૦ ૩ ॥ ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણ ત્રીકમે તુજ સંભાર્યો; પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભય નિવાર્યો ॥ પા૦ ૪ ॥ આદિ અનાદિ અરિહંત તું એક છે, દીનદયાળ છે કૂણ દુજો, ઉદયરત્ન કહે પ્ર-

ગર પ્રભુ પાસજી, પામી ભય ભંજનો એહ પૂજો ( પાઠાંતર ) અસુરનું શું ગજું, નાથજી જો એક રેખ તૂઠો. ॥ પા૦ ૫ ॥

## ॥ अथ सीमंधर जिन स्तवनं ॥

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો, મુજ વીનતડી, પ્રેમ ધરીને એણીપેરે તુમે સંભળાવજો. ॥ એ આંકણી ॥ જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે; નાણ દરિસણ જેહને ખાયક છે ॥ સુણો૦ ૧ ॥ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરીગિરિ નગરીનો રાયા છે ॥ સુણો૦ ૨ ॥ બાર પર્ષદામાંહિ બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે; ગુણ પાંત્રીશ વાણીયે ગાજે છે ॥ સુણો૦ ૩ ॥ ભવિ જનને જે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે; રૂપ દેખી ભવિજન મોહે છે ॥ સુણો૦ ૪ ॥ તુમ સેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દૂરે વસિઓ છું; મહા મોહરાય કર

ફસીઓ છું ॥ સુણો૦ ૫ ॥ પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે, તુમ આણા ખડગ કર ગ્રહીયો છે; પણ કાંઇક મુજથી ડરીઓ છે ॥ સુણો૦ ૬ ॥ જિન ઉત્તમ પુંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો; તો વાધે મુજ મન અતિ નૂરો ॥ સુણો૦ ૭ ॥

## ॥ श्री गोडी पार्श्वनाथनुं स्तवन ॥

કીરપા કરોરે ગોડી પાસ જિનેસર ॥ તુમ સ્વામી અંતરજામી ॥ ટેક ॥ ઉંચે ઉંચે ગઢ પર પાસજી બીરાજે ॥ ચારે તરફ જ્ઞાની ધ્યાની ॥ કીરપા૦ ॥૧॥ લીલવરણ તારો અંગ બીરાજે બદનોકી જાઉં બલીહારી ॥ કીરપા૦ ૨ ॥ બાંહે બાજુબંધ બેરખા બીરાજે ॥ કુંડળકી છબી હે ન્યારી ॥ કીરપા૦ ॥ ૩ ॥ ઢુંડત ઢુંડત મેં પ્રભુ પાયો ॥ પૂરણ પદવી અબ પાઈ ॥ ॥ કીરપા૦ ૪ ॥ નાથ નિરંજન નામ તમારો ॥ રૂપચંદ પદવી પાઇ ॥ કીરપા૦ ૫ ॥

## ॥ श्री आदीश्वर भगवाननुं स्तवन ॥

કીરપા કરોને આદીશ્વર બાવા ।। કેસા ધ્યાન લગાયા હે ।। કીરપા૦ ટેક ।। કર ઉપર કર અધિક બિરાજે ।। આસન ધર જમાયા હે ।। કીરપા૦ ૧ ।। ગમનાગમની વારન સાચી ।। શિવરમણીકું ધ્યાયા હે ।। કીરપા૦ ૨ ।। આપ તરે ઓરનકું તારે ।। અઈ બીરૂદરા આયા હે ।। કીરપા૦ ૩ ।। પ્રેમ પદારથ ઈચ્છા પૂરે ।। શાંતી કુશળ ગુણ ગાયા હે ।। કીરપા૦ ૪।।

## ॥ श्री नेमनाथनुं स्तवन ॥

હાંરે કીને દેખા હમેરા સ્વામી ।। સ્વામીજી અંતરજામીરે ।। કીને૦ ।। ટેક ।। આઠ ભવકી પ્રીત પ્રકાશી ।। નવમે ગયા શિવગામીરે ।। કીને૦ ૧ ।। સહસાવનકી કુંજ ગલનમે ।। મળીયા અંતરજામીરે ।। કીને૦ ૨ ।। આપ ચલે ગીરનારકે ઉપર ।। નારી તારી કેવળ પામીરે ।।

કીને૦ ૩ ।। કહે નથ્થુ પ્રભુ નેમ નગીનો ।।
દહું છું આજ શિર નામીરે ।। કીને૦ ૪ ।।

## ।। श्री महावीर जिन स्तवन ।।

બલિહારી જાઉ વારી, મહાવીર તોરી સ-
મોસરણકી બાલહારી ।। આંકણી ।। ત્રણ ગઢ
ઉપર તખત બિરાજે ।। બેઠી છે પરખદા બારિ
।। મહાવીર ।। ૧ ।। વાણી જોજન સહુ કોઇ
સાંભળે ।। તાર્યા છે નર ને નારી ।। મહા૦
૨ ।। આનંદઘન પ્રભુ એણીપેરે બોલે, આવા
તે ગમન નીવારી ।। મહા૦ ૩ ।।

મુરત મોહનઆરી જિનંદા તોરી મુરત
મોહનગારી ।। એ આંકણી ।। દરીસન તોરો
મોકુ દરશન દેવે ।। ઉનકી મોહે બલિહારી ।।
જિનંદા૦ ૧ ।। હરિહર બ્રહ્મા મેરે દીલઉ ન
આવત, લાગત એ મોએ પ્યારી. ।। જિનંદા૦
૨ ।। ત્રીસલા માતા મલાર્ંજ ગાવે ।। પા-
વત શિવ દરગાજી ।। જિનંદા૦ ૩ ।।

॥ પદ. ॥

ગોકુળીએ લઈ ચાલો હરિ ઓધવરાજ
હમને ॥ એ રાગ. ॥

કોણુ કરે જંજાળ જગમેં જીવના થોડા ॥ એ આંકણી ॥ માત પીતા તોકું જનમ દીઓ હે ॥ કરમ દીઓરે કીરતાર ॥ જગમેં ૦ ૧ ॥ જુઠીરે કાયા ને જુઠીરે માયા ॥ જુઠા સબ સંસારા ॥ જગમેં ૦ ૨ ॥ કોઇ મરે દશ વીશ વરસમેં ॥ કોઈ બુઢ્ઢા કોઈ બાળ ॥ જગમેં ૦ ૩ ॥ એહી સંસાર હે ઉસકા પાણી ॥ ધૂપ પડે મર જાયં ॥ જગમેં ૦ ૪ ॥ એહી સંસાર હે અદકી ખાડીયાં ॥ જે ફીર આવે કોઈ વાર ॥ જગમેં ૦ ૫ ॥ ચેતનરાય સમજ કર ચાલો ॥ જયું પામો ભવપાર ॥ જગમેં ૦ ૬ ॥

॥ श्री ऋषभ जिन स्तवन ॥

કુંવર ગભારો નજરે દેખતાંજી, એ દેશી.

સમકીત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડળ ગયાં દૂરરે; મોહન મરૂદેવીનો લાડણોજી;

દીઠા મીઠા આનંદ પૂરરે ॥ સમ૦ ૧ ॥ આયુ વરજીત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીણરે, સ્થિતિ પઢમ કરણુ કરીજી, વીર્ય અપૂરવ મોઘર લીધરે ॥ સમ૦ ૨ ॥ ભુંગલ ભાંગી આદ્ય કષાયનીજી, મિથ્યાત મોહની સાંકળ સાથરે, દ્વાર ઉઘાડ્યાં સમ સંવેગનાંજી, અનુભવ ભવને બેઠા નાથરે ॥ સમ૦ ૩ ॥ તોરણ બાંધ્યું જીવ દયા તણુંજી, સાથીઓ પૂર્યો સરધા રૂપરે, ધૂપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધી ગુણ મંગળ આઠ અનુપરે ॥ સમ૦ ૪ ॥ સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે, આતમ ગુણ રૂચી મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે ॥ સમ૦ ૫॥ ભાવ પૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પુન્ય પવિત્રરે; કારણ જોગે કારજ નીપજેજી, ખીમાવિજય જિન આગમ રીતરે ॥ સમ૦ ૬॥

## ॥ श्री संभव जिन स्तवन ॥

તુને ગોકુળ બોલાવે કાહાન ગોવિંદ ગો-

રીરે, આલોને મહીનાં દાન ન કરો ચોરી રે ॥ એ દેશી ॥ મને સંભવ જિનશું પ્રીત, અવીહડ લાગીરે, કાંઈ દેખત પ્રભુ મુખચંદ ભાવઠ ભાગીરે ॥ ૧ ॥ જિન સેના નંદન દેવ હિઅડે વશીયારે, પ્રભુ ચરણ નમું કરજોડ અનુભવ રશીયારે ॥ ૨ ॥ તોરી ધનુશય ચાર પ્રમાણ ઊંચી કાયારે, મન મોહન કંચનવાન લાગીતોરી માયારે ॥ ૩ ॥ પ્રભુ રાય જીતારિ નંદ નયણે દીઠારે, સાવથ્થીપુરી શણગાર લાગે મને મીઠારે ॥ ૪ ॥ પ્રભુ બ્રહ્મચારી ભગવાન નામ સુણાવેરે, પણ મુગતીવધુ વસે મંત્ર પાઠ ભણાવેરે ॥૫॥ મુજ રઢ લાગી મન માંહે તુજ ગુણ કેરીરે, નહીં તુજ મુરતીને તોલ સુરત ભલેરીરે ॥ ૬ ॥ જિન મેહેર કરી ભગવાન વાન વધારોરે, શ્રીસુમતિવિજય ગુરૂશિષ્ય દિલમાં ધારોરે ॥૭॥

## ॥ मुनिराज गुण स्तवन ॥

ધન તે મુનિવરારે, જે ચાલે સમભાવે, એ દેસી.

સમ્યક દ્રષ્ટિને સંતોષી, પંચ મહાવ્રત પાળે

નિજ સ્વરૂપથી તૃપ્તિ શાંતિ, અષ્ટ કર્મને ટાળે, ધન તે મુનિવરારે પ્રભુજ્ઞાન ગુણ ભંડાર. એ ટેક. ॥૧॥ પુન્ય પાપની વૃત્તિ મુકી, સુરતિ સિદ્ધજ સુખમાં, સાત પ્રકૃતિ ક્ષય ઉપસમ કરી, અરતિ નહીં કોઇ દુઃખમાં. ॥ ધન્ય૦ ॥ ૨ ॥ પ્રેમે આનંદ નિજગુણ માને, પરિસહ સહનમેં સૂરા; જિન આણાની યુક્તિ જાણે, ધર્મ ધુરંધર ધીરા ॥ ધન્ય૦ ૩ ॥ ગૃહસ્થના સંગ પણ સર્વે, મુકયા છે તે મનથી; જીવિત મરણનો સંશય છોડી, તું હું.કરે ન તનથી ॥ ધન્ય૦ ॥ ૪ ॥ અનંતાનુબંધિ ક્રોધાદિક, તેનું મૂળજ કાપે; નિરવદ્ય વચન શ્રીવીતરાગી, સત્ય સ્વરૂપે સ્થાપે ॥ધન્ય૦ ॥ ૫ ॥ દોષ લગાડે નહીં સંજમમેં, આતમ અનુભવ લેશ્યા; ચલન હલન ગુણ પ્રેમ દયાળુ લુંચે શિરના કેશા ॥ ધન્ય૦ ॥ ૬ ॥ જડ ચેતનની જુજવી રીતી, જાણે અંતરજામી ત્રિયા, દેખી ન દ્રષ્ટી માંડે, વિષય [illegible]ને વામી ॥ ધન્ય૦ ॥ ૭ ॥ ત્રણ મોહનીને ત્રોડીને, સમકીત રસ ચિત્ત માચ્યા; પંચ પ્રમાદની વૃત્તિ

છોડી, ધ્યાન અજપા રાચ્યા ॥ ધન્ય૦ ૮ ॥ ત્રણ યોગની યોગ કળાને, જાણે પરને પોતે; નિમિત્ત કારણને ઉપાદેય, કર્મ મળને ધોતે ॥ ધન્ય૦ ॥ ૯ ॥ આર્તરૌદ્ર કુધ્યાનકું ત્યાગી, વર્તે છે સમભાવે, ધર્મ શુકલ કે મારગ લાગે, પાન સુધા પય પાવે ॥ ધન્ય૦ ૧૦ ॥ રંગ રાગને કહાની કથની, નવી કહે સંજુતા; ઉપદેશી વૈરાગ અનુભવ, અચિંત હે અબધૂતા ॥ ધન્ય૦ ॥ ૧૧ ॥ ઉષ્ણ શીત પાવોષની રેતમાં, પ્રેમ ઉદાસન પ્યારા; બાવીસ પરિસહ જીપન સ્વામી, જ્ઞાન ક્ષમા ગુણ ધારા ॥ ધન્ય૦ ૧૨ ॥ હાસ્ય રતિ અરતિ શોક દુગંછા, કહી આણે નહીં મનમેં; પરમ લાભ અભયના દાતા, એ મુનિ લાભે જિનમેં ॥ ધન્ય૦ ૧૩ ॥ બંધ મોક્ષની વરતી મુકી, મુકી કરમની કહાણી; રાગ દ્વેષ દોય યોદ્ધા જીત્યા, આતમ સુરત આણી ॥ ધન્ય૦ ૧૪ ॥ એવા ગુરૂની સેવા કરતાં, શિવ સુખ છે તે સાચું, એ મુનિવરના ચરણકમળની, રેણી મસ્તક યાચું ॥ ધન્ય૦ ૧૫ ॥

ધન્ય ધન્ય તે મુનિવર જિનજીના; સદાય દર્શન કરીએ; કહુત નથ્થુ તેની વાણી સુણતાં, કેવળ કમળા વરીએ ॥ ધન્ય૦ ૧૬ ॥

## ॥ एकादशीनी स्तुति ॥

એકાદશી અતી રૂઅડી, ગોવિંદ પુછે નેમ, કીણ કારણ એ પર્વ મોટું, કહોને મુજશું તેમ ॥ જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને પચાસ; તીણ કારણ એ પર્વ મોટું, કરો મૌન ઉપવાસ ॥ ૧ ॥ અગીયાર શ્રાવક તણી પડીમા, કહી તે જિનવર દેવે; એકાદશી એમ અધીક સેવો, વનગજા જેમ રેવ ॥ ચોવીસ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ; જેમ ગંગ નીરમળ નીર જેહવો, કરો જિનસ્યું રંગ ॥ ૨ ॥ અગીઆર અંગ લખાવીએ, અગીઆર પાઠાં સાર; અગીઆર કવલી વીટણાં, ઠવણી પુંજણી સાર; ચાબખી ચંગી વિવિત્ર રંગી, શાસ્ત્ર તણે અનુસાર, એકાદશી એમ ઉજવો, જેમ પામીએ ભવપાર ॥ ૩ ॥

વર કમળ નયણી કમળ વયણી, કમળ સુકો-
મળ કાય; ભુજદંડ ચંડ અખંડ જેહને, સ-
મરતાં સુખ થાય; એમ હસી ઇમ મન વશી,
ગણી હુરખ પંડીત શીષ, શાસન દેવી વિ-
ઘન નિવારો, સંઘ તણાં નીશ દીશ ॥ ૪ ॥

## ॥ अथ पंचमीनो स्तुति ॥

શ્રાવણશુદિ દિન પંચમીએ, જનમ્યા નેમ
જિણંદ તો ॥ શ્યામવરણ તનુ શોભતુંએ, મુખ
શારદકો ચંદતો ॥ સહસ વરસ પ્રભુ આઉ-
ખુંએ, બ્રહ્મચારી ભગવંત તો, અષ્ટકરમ હેલાં
હણિ એ પોહોતા મુક્તિ મહંત તો ॥ ૧ ॥
અષ્ટાપદ આદિ જિન એ, પોહોતા મુક્તિ
મોઝાર તો ॥ વાસુપૂજ્ય ચંપાપુરી એ, નેમ
મુક્તિ ગિરનાર તો ॥ પાવાપુરી નગરીમાં
વલિએ, શ્રી વીરતણું નિર્વાણ તો ॥ સમેત-
શિખર વીશ સિદ્ધ હુઆ એ, શિર વહું તેની
આણતો ॥ ૨ ॥ નેમનાથ જ્ઞાની હુવાએ,
ભાખે સાર વચન તો ॥ જીવ દયા ગુણ વે-

લડીએ, કીજે તાસ જતન તો ॥ મૃષા ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવારતો ॥ અનંતા તિર્થંકર એમ કહે એ, પરહરિયે પરનાર તો ॥ ૩ ॥ ગોમેધ નામે જક્ષ ભલોએ, દેવી શ્રી અંબિકા નામ તો ॥ શાસન સાન્નિધ્ય જે કરે એ, કરે વલિ ધર્મનાં કામતો ॥ તપ ગચ્છ નાયક ગુણનિલો એ, શ્રી વિજયસેન સૂરિરાય તો ॥ રિખભદાસ પાય સેવતાં એ, સફળ કરો અવતાર તો ॥ ૪ ॥ ઇતિશ્રી પંચમી સ્તુતિ સંપૂર્ણ ॥

## ॥ अथ श्री आदिजिन स्तुति ॥

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા, મરૂદેવી માયા, ધોરી લંછન પાયા, જગત સ્થિતિ-નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા, કેવલસિરિ રાયા, મોક્ષ નગરે સધાયા ॥૧॥ સવિજિન સુખકારિ, મોહ મિથ્યા નિવારી, દુરગતિ દુઃખભારી, શોક સંતાપ વારી, શ્રેણિ ક્ષપક સુધારી કેવલાનંત ધારી, નમિએ નરનારી, જેહ વિ-

શ્વોપકારી ॥ ૨ ॥ સમવસરણ બેઠા, લાગે જે જિનજી મીઠા, કરે ગણપ પૈઠા, ઇંદ્રચંદ્રાદિ દીઠા, દ્વાદશાંગી વરિઠા, ગુંથતાં ટાલે રિઠા, ભવિજન હોય હિઠા, દેખિ પુણ્યે ગરિઠા ॥ ૩ ॥ સુર સમકિતવંતા, જેહ રિદ્ધે મહંતા, જે સજ્જન સંતા, ટાલિયે મુજ ચિંતા, જિનવર સેવંતા, વિઘ્ન વારો દુરંતા, જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ॥ ૪ ॥

## ॥ अथ श्री तीर्थ वंदना चैत्यवंदन ॥

સદ્ ભકત્યા દેવ લોકે રવિ શશિ ભવને વ્યંતરાણાં નિકાયે, નક્ષત્રાણાં નિવાસે ગ્રહ ગણ પટલે તારકાણાં વિમાને; પાતાલે પન્નગેંદ્રે સ્ફુટ મણિ કિરણ ધ્વસ્ત સાંદ્રાંધકારે; શ્રી મત્તીર્થંકરાણાં પ્રતિ દિવસ મહં તત્ર ચૈત્યાનિ વંદે ॥ ૧ ॥ વૈતાઢયે મેરૂ શૃંગે રૂચક નગવરે કુંડલે હસ્તિદંતે; વક્ષારે કૂટ નંદીશ્વર કનક ગિરૌ નૈષધે નીલવંતે, ચિત્રે શૈલે વિચિત્રે યમક ગિરિવરે ચક્રવાલે હિમાદ્રૌ; શ્રી-

મત્તી૦ ॥ ૨ ॥ શ્રી શૈલે વિંધ્ય શ્રૃંગે વિમલ ગિરિવરે હ્યર્બુદે પાવકેવા; સંમેતે તારકેવા કુલગિરિ શિખરે; ષ્ટાપદે સ્વર્ણ શૈલે; સહ્યાદ્રૌ ચોજ્જૈયન્તે વિપુલ ગિરિવરે ગુર્જરે રોહણાદ્રૌ શ્રીમત્તી૦ ॥ ૩ ॥ આ ઘાટે મેદ પાટે ક્ષિતિતટ મુકુટે ચિત્રકૂટે ત્રિકૂટે; લાટે નાટેચ ઘાટે વિટ પિઘન તટે દેવકૂટે વિરાટે; કર્ણાટે હેમકૂટે વિકટ તરૂકટે ચિત્રકૂટે ચ ભોટે; શ્રીમત્તી૦ ॥૪॥ શ્રી માલે માલવેવા મલય નિખિલે મેખલે પીચ્છ લેવા; નેપાલે નાહુલેવા કુવલય તિલકે સિંહલે મેખલેવા; ડાહાલે કૌશલેવા વિગલિત સલિલે જંગલેવા તમાલે; શ્રીમત્તી૦ ॥ ૫ ॥ અંગે વંગે કલિંગે સુગત જનપદે સત્ પ્રયાગે તિલંગે; ગૌડે ચૌડે મુરંડે વરતર દ્રવિડે ઉડીયાણેચ પુંદ્રે; આદ્રે માદ્રે પુલીંદ્રે દ્રવિડ કુવલયે કાન્ય કુબ્જે સુરાષ્ટ્રે, શ્રામત્તીર્થં૦ ॥ ૬ ॥ ચંપાયાં ચંદ્ર મુખ્યાં ગજપુર મથુરાં પત્તને ચોજ્જયિન્યાં; કૌશાંબ્યાં કોશલાયાં કનક પુરવરે દેવગિર્યાંચ કાશ્યાં; નાંસિકયે રાજગેહે

દશપુર નગરે ભદ્દિલે તામલિપ્ત્યાં; શ્રીમત્તી-
ર્થં૦ ॥ ૭ ॥ સ્વર્ગે મર્ત્યેંતરિક્ષે ગિરિ શિખર
હ્રદે સ્વર્નદી નીર તીરે; શૈલાગ્રે નાગ લોકે
જલિનિધિ પુલિને ભૂરૂહાણાં નિકુંજે;ગ્રામે ર-
ણ્યે વનેવા જલ સ્થલ વિષમે દુર્ગ મધ્યે ત્રિ-
સંધ્યે; શ્રીમત્તીર્થં૦ ॥ ૮ ॥ શ્રીમન્ મેરૌ કુલાદ્રૌ
રજત ગિરિવરે શાલ્મલૌ જંબુ વૃક્ષે; વૃક્ષાગ્રે
ચૈત્ય વૃક્ષે રતિકર રૂચકે કુંડલે માનુષાંગે; ઇ-
ક્ષુકારે જીનાદ્રૌ દધિમુખ શિખરે વ્યંતરે સ્વર્ગ
લોકે; શ્રીમત્તીર્થં૦ ॥ ૯ ॥ ઇત્થં શ્રી જૈન ચૈત્ય
સ્તવ મિમ મનિશં ભક્તિભાજ સ્ત્રિ સંધ્યં-
પ્રોદ્યત્ કલ્યાણ હેતું કલિમલ હરણં યે પ-
ઠંતિ વિશિષ્ટાઃ તેષાં શ્રી તીર્થ યાત્રા ફલ મતુ-
લમલં જાયતે માનવાનાં;કાર્યે સિદ્ધિસ્તથોચ્ચૈઃ
પ્રભવતિ સતતં ચિત્તમાનંદકારિ ॥ ૧૦ ॥

## ॥ अथ श्री पुंडरीक गिरि स्तवन ॥

વીરજી આયા રે વિમલા ચલકે મેદાન,
સુરપતી ભાયા રે, સમવસરણ મંડાણ ॥ એ

આંકણી ॥ દેશના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહિમા વરણવે તામ ॥ ભાખે આઠ ઉપર સો નામ, તેહમાં ભાખ્યું રે, પુંડરગિરિ અભિધાન ॥ સોહમ ઇંદારે, તવ પુછે બહુ માન ॥ કીમ થયું સ્વામી રે, ભાખો તાસ નિદાન ॥ વીર૦ ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાંભળો ઇંદ્ર, પ્રથમ જે હુઆ રીખભ જીણંદ ॥ તેહના પુત્ર તે ભરત નરીંદ, ભરતના હુઆ રે રીખભસેન પુંડરીક ॥ રીખભજી પાસે રે, દેશના સુણી તહકીક ॥ દીક્ષા લીધી રે, ત્રિપદી જ્ઞાન અધીક ॥ વીર૦ ॥ ૨ ॥ ગણધર પદવી પામ્યા જામ, દ્વાદસાંગી ગુંથી અભિરામ ॥ વિચર્યા મહીયલમાં ગુણ ધામ, અનુક્રમે આવ્યા રે શ્રી સીદ્ધાચલ સાર ॥ મુનીવર કોડી રે, પંચ તણે પરિવાર ॥ અનશણ કીધું રે, નિજ આતમને ઉપગાર ॥ વીર૦ ॥ ૩ ॥ તેણે એ પ્રગટ્યું પુંડરગિરિ નામ, સાંભળો સોહમ દેવલોક સ્વામ ॥ એહનો મહીમા અતીહી ઉદામ, ઇર્ણે દીન કીજે રે,

તપ જપ પૂંજા ને દાન ॥ વ્રત વળી પોસો રે, જેહ કરે અનિદાન ॥ ફળ તસ પામે રે પંચ કોડી ગુણ માન ॥ વીર૦ ॥ ૪ ॥ ચૈત્રી પુનમ દીવસે જેહ, પામ્યા કેવળ જ્ઞાન અછેહ ॥ શિવ સુખ વરીયા અમર અદેહ ॥ પૂર્ણાનંદી રે, એ ગુરૂ લઘુ અવગાહ ॥ અજ અવિનાસી રે, નીજ ગુણ ભોગી અબાહ ॥ નિજ ગુણ કરતા રે, પર પુદગલ નહીં ચાહ ॥ વીર૦ ॥ ૫ ॥ ભગતેં ભવ્ય જીવ જે હોય, પંચમ ભવે મુક્તી લહે સોય ॥ એહમાં બાધક છે નહીં કોય, વ્યવહાર કેરી રે, મધ્યમ ફળની એ વાત ॥ ઉત્કૃષ્ટે યોગે રે, અંતર મુહૂર્ત વિખ્યાત ॥ શિવસુખ સાધે રે, આતમને અવદાત ॥ વીર૦ ॥ ૬ ॥ ચૈત્રી પુનમ મહીમા દેખ, પૂજા પંચ પ્રકાર વીશેષ ॥ તેહમાં ઉણિમ નહીં કાંઇ રેખ. ઇણીપેરે ભાખે રે, જીનવર ઉત્તમ વાણી ॥ સાંભળી બુઝ્યા રે, કેઈક ભવીક સુજાણ ॥ ઇણીપેરે ગાયો રે, પદ્મવિજય સુ પ્રમાણ ॥ વીર૦ ॥ ૭ ॥ ઇતિ.

## ॥ अथ श्री गौतम प्रभाती स्तवन ॥

માત પૃથ્વી સુત પ્રાત ઉઠી નમો, ગ-
ણધર ગૌતમ નામ ગેલે; પ્રહસમેં પ્રેમસું
જેહ ધ્યાતાં સદા, ચઢતી કળા હોય વંસ
વેલે મા૦ ॥ ૧ ॥ વસુભુતો નંદન વીશ્વ જન
વંદન, દુરિત નીકંદન નામ જેહનું; અભેદ
બુધ્ધે કરી ભવીજન જે ભજે, પૂર્ણ પોહોચે
સહી ભાગ્ય તેહનું મા૦ ॥ ૨ ॥ સુરમણિ
જેહ ચીંતામણિ સુરતરૂ, કામિત પૂરણ કામ
ધેનુ; એહજ ગૌતમ તણું ધ્યાન હૃદયે ધરો,
જેહ થકી અધિક નહીં માહાત્મ કેહેનું; મા૦
॥ ૩ ॥ જ્ઞાન બલ તેજ ને સકળ સુખ સં-
પદા, ગૌતમ નામથી સીદ્ધિ પામે; અખંડ
પ્રચંડ પ્રતાપ હોય અવનિમાં; સુરનર જેહને
શીસ નામે મા૦ ॥ ૪ ॥ પ્રણવ આદેં ધરી
માયા બીજે કરી; સ્વમુખે ગૌતમ નામ ધ્યાવે;
કોડી મન કાંમના સફળ વેગે ફળે, વિઘન
વૈરી સવે દૂર જાએ ॥ મા૦ ॥ ૫ ॥ દુષ્ટ

દૂરે ટળે સ્વજન મેળો મળે, આધિ ઉપાધિ ને વ્યાધિ નાસે; ભૂતનાં પ્રેતનાં જોર ભાજે વળી, ગૌતમ નામ જપતાં ઉલ્લાસે મા૦ ॥૬॥ તીર્થ અષ્ટાપદે આપ લબ્ધેં જઇ, પન્નરસેં ત્રણને દીખ દીધી; અઠ્ઠમ પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધેં કરી અખુટ કીધી મા૦ ॥ ૭ ॥ વરસ પચાસ લગેં ગૃહ વાસે વસ્યા, વરસ વળી ત્રીસ કરી વીર સેવા; બાર વરસ લગેં કેવલ ભોગવ્યું; ભક્તિ જેહની કરે નિત્ય દેવા મા૦ ॥ ૮ ॥ મહીયલ ગૌતમ ગોત્ર મહિમા નિધિ, ગુણ નિધી રીદ્ધી ને સિદ્ધી દાઇ; ઉદય જસ નામથી અધિક લીલા લહે, સુજસ સૌભાગ્ય દોલત સવાઇ મા૦ ॥ ૯ ॥

## ॥ अथ नवकारनो छंद ॥

વંછીત પુરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર, નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જયકાર ॥ ૧ ॥ અડસઠ અક્ષર અધિક ફલ, નવ પદ નવે નિધાન વીતરાગ સ્વયં

સુખ વહે, પંચ પરમેષ્ટી પ્રધાન ॥ ૨ ॥ એકુજ અક્ષર એકચીત, સમર્યાં સંપતિ થાય, સંચીત સાગર સાતનાં, પાતીક દુર પલાય ॥ ૩ ॥ સકળ મંત્ર શિર મુકુટમણી, સદગુરૂ ભાષિત સાર, સો ભવીયા મન શુદ્ધશું; નીત જપીએ નવકાર ॥ ૪ ॥ છંદ હાટકી ॥ નવકાર થકી શ્રીપાળ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ ॥ સ્મશાન વિશે શીવ નામ કુમરને, સોવન પુરસો સીદ્ધ ॥ નવ લાખ જપંતાં નરક નિવારે, પામે ભવનો પાર ॥ સો ભવીયાં ભકતે ચોખે ચીત્તે, નિત્ય જપીએ નવકાર ॥ ૫ ॥ બાંધી વડ સાખા શીંકે બેસો, હેઠળ કુંડ હુતાસ ॥ તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડયો તે આકાશ ॥ વિધી રીત જપ્યો વીષધર વીષ ટાલે, ઢાલે અમૃત ધાર ॥ સો૦ ॥ ૬ ॥ બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વીરોધ ॥ જેણે નવકારે હત્યા ટૌલી, પામ્યો યક્ષ પ્રતિબોધ ॥ નવ લાખ જપંતાં થાયે જિનવર, ઈસ્યો છે

અધિકાર ॥ સો૦ ॥ ૭ ॥ પલ્લિપતિ શીખ્યો
મુનીવર પાસે, મહા મંત્ર મન શુદ્ધ ॥ પર-
ભવ તે રાજસીંહ પૃથ્વી પતી, પામ્યો પરી-
ગલ રિદ્ધ ॥ એ મંત્ર થકી અમરાપુર પો-
હોતો, ચારૂદત સુ વિચાર ॥ સો૦ ॥ ૮ ॥
સંન્યાશી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પ્રજા-
ળે ॥ દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધબ-
ળતો તે ટાળે ॥ સંભળાવ્યો શ્રી નવકાર
સ્વયં સુખ, ઇંદ્રભુવન અવતાર ॥ સો૦ ૯ ॥
મન શુધ્ધે જપતાં મયણા સુંદરી, પામી પ્રીય
સંજોગ ॥ ઇણ ધ્યાને કષ્ટ ટલ્યું ઊંબરનું, રક્ત
પિતનો રોગ, નિશ્ચે શું જપતાં નવ નિધિ
થાએ, ધર્મ તણો આધાર ॥ સો૦ ॥ ૧૦ ॥
ઘટ માંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી ક-
રવા ઘાત ॥ પરમેષ્ટી પ્રભાવે હાર ફુલનો,
વસુધા માંહી વિખ્યાત ॥ કમલાવતીયેં પીં-
ગલ કીધો, પાપ તણો પરીહાર ॥ સો૦ ॥
॥ ૧૧ ॥ ગયણાંગણ જાંતી શખી અહીને,
પાડી બાણ પ્રહાર ॥ પદ પંચ સુણતાં પાં-

દ્રુપતિ ઘર તે થઇ કુંતા નાર ॥ એ મંત્ર અ
મુલક મહીમા મંદીર, ભવદુઃખ ભંજન હાર
॥ સો૦ ॥ ૧૨ ॥ કંબલ સંબલે કાદવ કા-
ઢયા, શકટ પાંચસે માન ॥ દીધે નવકારે ગયા
દેવલોકે ॥ વિલસે અમર વીમાન ॥ એ
મંત્ર થકી સંપતી વસુધા તલે, વીલસે જૈન
વીહાર ॥ સો૦ ॥ ૧૩ ॥ આગે ચોવીશી
હુઈ અનંતી, હોશે વાર અનંત ॥ નવકાર
તણી કોઇ આદી ન જાણે, ઇમ ભાખે અ-
રિહંત ॥ પુરવ દીશી ચારે આદિ પ્રપંચે
સમર્યા સપતી સાર ॥ સો૦ ॥ ૧૪ ॥ પર-
ભણી સુર પદ તે પણ પામે, જે કૃત
કર્મ કઠોર પુંડર ગિરિ ઊપર પ્રતક્ષ પેખ્યો,
મણીધર ને એક મોર ॥ સદ્ ગુરુને સન્મુખ
વિધિ સમરતાં, સફલ જનમ સંસાર ॥ સો૦
॥ ૧૫ ॥ શુળીકા રોપણ તસ્કર કીધો, લો-
હખરો પ્રસિદ્ધ ॥ તીહાં શેઠે નવકાર સુણા-
વ્યો, પામ્યો અમરની રિદ્ધ ॥ શ્રેષ્ઠીને ઘેર
આવી વિઘ્ન નીવાર્યાં, સુરે કરી મનોહાર ॥

સો૦ ॥ ૧૬ ॥ પંચ પરમેષ્ટી જ્ઞાનજ પંચહ, પંચદાન ચારીત્ર ॥ પંચ સઝાય મહાવ્રત પંચહ, પંચ સુમતિ સમકિત ॥ પંચ પ્રમાદહ વિષય તજો પચ, પાળો પંચાચાર ॥ સો૦ ॥ ૧૭ ॥ કલશ છપ્પય ॥ નીત જપીયે નવકાર, સાર સંપતી સુખ દાયક ॥ શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઇમ જપે શ્રી જગનાયક ॥ શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણિજેં ॥ શ્રી ઉવઝાય સુ સાધુ, પંચ પરમેષ્ટિ થુણિજે ॥ નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે ॥ એક ચીતે આરાધતાં, વિવિધ રિદ્ધ વંછિત લહે ॥ સો૦ ॥ ૧૮ ॥ ઇતિ નવકાર છંદ ॥

## ॥ અથ શ્રી સોલ સતીનો છંદ ॥

આદિનાથ આદે જીનવર વંદી, સફલ મનોરથ કીજીયેં એ ॥ પ્રભાતે ઉઠી મંગલિક કામે; શોલ સતીનાં નામ લીજીયેં એ ॥ ૧ ॥ બાલ કુમારી જગહિતકારી, બ્રાહ્મી

ભારતની બેહેનડી એ ॥ ઘટઘટ વ્યાપક અ-
ક્ષર રૂપે; શોલ સતીમાંહી જે વડી એ ॥ ૨ ॥
બાહુબલ ભગીની સતીય શિરોમણી, સુંદરી
નામે રિષભ સુતા એ ॥ અંગ સ્વરૂપી ત્રી-
ભોવન માંહી, જેહ અનુપમ ગુણજુતા એ
॥ ૩ ॥ ચંદન બાલા બાલપણાથી, શીલવ-
તી શુદ્ધ શ્રાવીકા એ ॥ અડદના બાકુલા
વીર પ્રતિ લાભ્યા, કેવલ લહ્યી વ્રત ભાવીકા
એ ॥ ૪ ॥ ઉગ્રસેન ધ્રુવા ધારણી નંદની,
રાજીમતી નેમ વલ્લભા એ ॥ જોબન વેશે
કામને જીત્યો, સંયમ લેઇ દેવ દુલ્લભા એ
॥ ૫ ॥ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ
તનયા વખાણીએ એ ॥ એકસો આઠે ચીર
પુરાણાં, શીલ મહીમા તસ જાણીએ એ
॥ ૬ ॥ દશરથ નૃપની નારી નીરૂપમ, કો-
શલ્યા કુલ ચંદ્રીકાએ ॥ શીયલ સલુણી રામ
જનેતા, પુણ્ય તણી પરનાલીકા એ ॥ ૭ ॥
કોશંબીક ઠામે સંતાનીક નામે, રાજય કરે રંગ
રાજીઓ એ ॥ તસ ઘર ઘરણી મૃગાવતી

સતી; સુર ભુવને જસ ગાજીઓ એ ॥ ૮॥
સુલસા સાચી શિયલે ન કાચી; રાચી નહી
વીષયારસે એ ॥ મુખડું જોતાં પાપ પલાએ,
નામ લેતાં મન ઉલ્લસે એ ॥ ૯॥ રામ ર-
ઘુવંશી તેહની કામની; જનક સુતા સીતા
સતી એ ॥ જગ સહુ જાણે ધીજ કરંતાં;
અનલ શીતલ થયો શીયલથી એ ॥ ૧૦ ॥
કાચે તાંતણે ચાલણી બાંધી કુવા થકી જલ
કાઢીયું એ ॥ કલંક ઊતારવા સતીય સુ-
ભદ્રા, ચંપા બાર ઊઘાડીયું એ ॥ ૧૧ ॥
સુરનર વંદીત શીયલ અખંડીત, શીવા શી-
લપદ ગામીનીએ ॥ જેહને નામે નીર્મલ થ-
ઈયે; બલીહારી તસ નામની એ ॥ ૧૨ ॥
હસ્તીનાગપુરે પાંડુ રાયની, કુંતા નામે કા-
મની એ ॥ પાંડવ માતા દશે દશારહની,
બેહેન પતિવ્રતા પદમણી એ ॥ ૧૩ ॥ શીલ
વતી નામે શીલવ્રત ધારીણી, ત્રિવીધે તેહને
વંદીયે એ ॥ નામ જપંતાં પાતક જાએ,
દરીસણ દુરીત્ત નીકંદીયે એ ॥ ૧૪ ॥ ની-

ષીધા નગરી નલહુ નરીંદની, દમયંતી તસ ગેહુની એ ॥ સંકટ પડતાં શીયલજ રાખ્યું; ત્રીભુનન કીર્તી તેહુની એ ॥ ૧૫ ॥ અનંગ અજીતા જગજન પૂજીતા; પુષ્પચુલા ને પ્રભાવતી એ ॥ વિશ્વવીખ્યાતા કામિત દાતા, સોલમી સતી પદમાવતી એ ॥ ૨૬ ॥ વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઊદયરત્ન ભાખે મુદા એ ॥ વહાણું વાતાં જે નર ભણશે; તે લેહેશે સુખ સંપદા એ ॥ ૧૭ ॥ ઇતી સોલ સતીનો છંદ ॥

## ॥ अथ श्री गौतमस्वामीनो रास ॥

### ॥ प्रारंभः ॥

॥ વીર જીણેસર ચરણ કમળ, કમલા કયવાસો ॥ પણમવી પભણીશુ સામીસાલ, ગોયમ ગુરૂ રાસો ॥ મણતણુ વયણ એકંત કરવિ, નીસુણો, ભો ભવીયાં ॥ જીમનીવસે તુમ્હ દેહ ગેહ, ગુણ ગણ ગહ ગહીયાં ॥૧॥ જંબુદિવ સીરી ભરત ખીત્ત, ખોણીતલ મં-

ડણ ।। મગધ દેશ સેણીય નરેશર, રીઉદલ
બલ ખંડણ ।। ધણવર ગુવર ગામ નામ, જી-
હાં ગુણ ગણ અજઝા ।। વીપ્પ વસે વસુભુઈ
તથ્થ, જસુ પુહવી ભઝા ।। ૨ ।। તાણ પુત્ત
સીરી ઇંદભુઇ, ભુવલય પસીદ્ધો ।। ચઉદહ
વીદ્યા વીવીધ રૂપ, નારી રસ લુદ્ધો ।। વી-
નય વીવેક વીચાર સાર, ગુણ ગણહ મનોહર
।। સાત હાથ સુપ્રમાણ દેહ, રૂવહીં રંભા
વર ।। ૩ ।। નયણ વયણ કર ચરણ જીણવી,
પંકજ જલ પાડીય ।। તેજે તારાચંદ સુર,
આકાશ ભમાડીય ।। રૂવેં મયણ અનંગ ક-
રવિ, મેલ્હિઓ નીર ધાડીય ।। ધીરમેં મેરૂ
ગંભીર સીંધુ, ચંગમ ચય ચાડીય ।। ૪ ।। પે-
ખવી નીરૂપમ રૂપ જાસ, જીણ જંપે કીંચીય
।। એકાકી કોલ ભીત્ત ઇથ્થ, ગુણ મેલ્હા સં-
ચીય ।। અહવા નીશ્ચેં પુવ્વ જમ્મ, જીણવર
ઇણ અંચીઅ ।। રંભા.પઉમા ગવરી ગંગા,
રતિહા વિધિ વંચીય ।। ૫ ।। મહીં બુધ નહી
ગુરૂ કવિ ન કોઇ, જસુ આગળ રહીઓ ।।

પંચસયા ગુણ પાત્ર છાત્ર, હીંડે પરવરીઆ ॥ કરે નીરંતર યજ્ઞકર્મ, મીથ્યામતિ મોહીય ॥ ઈણુ છલ હોશે ચરમ નાણ, દંસણ વીસોહીય ॥ ૬ ॥ વસ્તુ ॥ જંબુદીવહ જંબુદીવહ ભરહ વાસંમિ, ખોણી તલ મંડણો ॥ મગધ દેશ સેણીય નરેસર, ધણવર ગુબ્બર ગામ તીહાં ॥ વિપ્પ વસે વસુભુઈ સુંદર, તસુ ભજ્જા પુહવી સયલ, ગુણ ગણ રૂપ નીહાણ ॥ તાણ પુત્ત વિદ્યા નીલઓ, ગોયમ અતિહી સુજાણ ॥ ૭ ॥ ભાષા ॥ ચરમ જીણેસર કેવલનાણી, ચઉવિહ સંઘ પઇઠા જાણી ॥ પાવાપુર સામી સંપત્તો, ચઉવિહ દેવ નીકાયેં જુત્તો ॥ ૮ ॥ દેવે સમવરસણ તીહાં કીજે; જીણ દીઠે મીથ્યા મતી છીજે ॥ ત્રીભુવન ગુરૂ સીંહાસણ બેઠા, તતખીણ મોહ દીગંતે પઇઠા ॥ ૯ ॥ ક્રોધ માન માયા મદપુરા, જાયે નાઠા જીમ દીન ચોરા ॥ દેવ દુંદુહી આકાશે વાજી, ધર્મ નરેસર આવ્યો ગાજી ॥ ૧૦ ॥ કુસુમ વૃષ્ટી વિરચે તિહાં

દેવા, ચોસઠ ઇંદ્રજ માગે શેવા ॥ ચામર છત્ર શિરોવરિ સોહે, રૂપેહી જીણવર જગ સહુ મોહે ॥ ૧૧ ॥ ઉવસમ રસભર ભરી વરસંતી, જોજન વાણી વખાણ કરંતા ॥ જાણવિ વર્ધમાન જીનપાયા, સુરનર કિંનર આવે રાયા ॥ ૧૨ ॥ કંતિસમુહેં ઝલઝલ કંતા, ગયણ વિમાણેં રણ રણકંતા ॥ પેખવિ ઇંદભુઇ મનચિંતે, સુરઆવે અમ જગન હોવંતે ॥ ૧૩ ॥ તીર તરંડક જિમતે વહુતા, સમવસરણ પહોતા ગહ ગહુતા ॥ તો અભિમાને ગોયમ જંપે, ઇણ અવસરે કોપે તણુ કંપે ॥ ૧૪ ॥ મુઢ લોક અજાણીઉં બોલે, સુર જાણંતા ઇમકાંઇ ડોલે ॥ મુહ આગલ કોઇ જાણ ભણીજે, મેરૂ અવર કિમ ઉપમા દીજે ॥ ૧૫ ॥ વસ્તુ છંદ ॥ વીરજીણવર વીરજીણવર નાણ સંપન્ન ॥ પાવાપુરિ સુર મહિય, પત્તનાહ સંસાર તારણ ॥ તિહિં દેવેહિં નિમ્મવિય સમવસરણ બહુ સુખ કારણ ॥ જીણવર જગં ઉજ્જોય કરે, તેજેં કરિદિનકાર

॥ સિંહાસણ સામીય ઠવિઓ, હુઓ સુજય જયકાર ॥ ૧૬ ॥ ભાષા ॥ તો ચઢિઓ ઘણુ માણગજે, ઇંદ્રભુઇ ભુયદેવતો ॥ હુંકારે કરી સંચરિઓ, કવણ સુજીણવર દેવતો ॥ જોજન ભૂમિ સમવસરણ, પેખવી પ્રથમા રંભતો ॥ દહુ દિસિદએ વિબુધવધુ, આવંતી સુરરંભતો ॥ ૧૭ ॥ મણિમય તોરણ દંડધજા, કોસીસે નવ ઘાટતો ॥ વૈર વિવર્જિત જંતુગણ, પ્રાતિહારજ આઠતો ॥ સુરનર કીન્નર અસુર વર ઇંદ્ર ઇંદ્રાણી રાયતો ॥ ચિત્ત ચમકિય ચિંતવે એ, સેવંતાં પ્રભુ પાયતો ॥ ૧૮ ॥ સહસ કિરણ સમ વીરજીણંદ, પેખવી રૂપ વિસાલતો ॥ એહ અસંભવ સંભવેએ, સાચો એ ઇંદ્ર જાળતો ॥ તો બોલાવે ત્રિજગ ગુરૂ, ઇંદ્ર ભુઇ નામેણતો ॥ શ્રીમુખ સંશય સામિ સવે, ફેડે વેદ પએણ તો ॥ ૧૯ ॥ માન મેલિહુ મદઠેલી કરે, ભગતે નામે શીષતો ॥ પંચ સયાસું વ્રત લિયો એ, ગોયમ પહિલો શીષતો ॥બંધવ સંજમ સુ-

ભુવિ કરે, અગનીભુઇ આવેઇ તો ।। નામ લેઇ આભાસ કરે, તં પુણ પ્રતિબોધેઇ તો ।।૨૦।। ઇણી અનુક્રમે ગણહરરયણ, થાપ્યા વીર ઈગ્યાર તો ।। તો ઉપદેશે ભુવન ગુરૂ, સંયમસું વ્રતબાર તો ।। બિહું ઉપવાસેં પારણું એ, આપણપેં વિહરંત તો ।। ગોયમ સંયમ જગસયલ જય જયકાર કરંત તો ।। ૨૧ ।। વસ્તુ છંદ ।। ઇંદભુઇ ઇંદભુઇ ચઢિય બહુમાન ।। હુંકારો કરી સંચરિઓ, સમવસરણ પુહતો. તુરંતો ।। ઇહ સંસા સામી સવે, ચરમ નાહફેડે ફુરંતો ।। બોધ બીજ સજ્ઝાય મને, ગોયમ ભવહ વિરત્ત ।। દિખ્ખ લેઈ સીખ્ખા સહિય, ગણહર પયસંપત્ત ।। ૨૨ ।। ભાષા ।। આજ હુઓ સુવિહાણ, આજ પચેલિમ પુણ્ય ભરો ।। દીઠા ગોયમ સામિ, જો નિય નયણે અમિય ઝરો ।। સિરિગોયમ ગણધાર, પંચસયા મુનિ પરવરીય ।। ભુમિય કરય વિહાર, ભવિય જન પડિબોહ કરે ।। સમવસરણ મઝાર જે જે સંસા ઉ-

પજે એ ॥ તે તે પર ઉપગાર, કારણ પુછે મુનિ પવરો ॥ ૨૩ ॥ જિહાં જિહાં દીજે દિખ્ખ, તિહાંતિહાં કેવલ ઉપજેએ ॥ આપ કન્હે અણ હુંત, ગોયમ દીજે દાનઈમ ॥ ગુરૂ ઉપર ગુરૂ ભક્તિ. સામી ગોયમ ઉપનીય ॥ અવિચલ કેવલ નાણ; રાગજ રાખે રંગભરેં ॥ ૨૪ ॥ જો અષ્ટાપદ શૈલ, વંદે ચઢી ચૌવીસ જીણ ॥ આતમ લબ્ધી વસેણ, ચરમ સરીરી સોઇ મુની ॥ ઇઅ દેસણ નિસુણેઈ, ગોયમ ગણહર સંચલિઓ ॥ તાપસ પન્નરસએણ, તોમુની દીઠો આવતો એ ॥ ૨૫ ॥ તવ સોસિય નિયઅંગ, અમ્હ શક્તી નવી ઉપજે એ ॥ કિમ ચઢસે દ્રઢ કાય, ગજ જિમ દીસે ગાજતો એ ॥ ગિરૂઓએ અભિમાન, તાપસ જો મન ચિંતવે એ ॥ તો મુનિ ચઢિઓ વેગ, આલંબવિ દિનકર કિરણ ॥ ૨૬ ॥ કંચણ મણિ નિપ્પન્ન, દંડ કલસ વજ વડ સહિય ॥ પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર મહિઅ લ નિય નિય

કાય પ્રમાણ, ચિહુંદીસિ સંઠિય જિણહ બિંબ ॥ પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિય ॥ ૨૭ ॥ વયર સામીનો જીવ, તિર્યંક જંભક દેવ તિહાં ॥ પ્રતીબોધે પુંડરીક• કંડરીક અધ્યયન ભણી ॥ વલતા ગોયમ સામિ, સવિ તાપસ પ્રતિબોધ કરે લેઇ આપણ સાથ, ચાલે જીમ જુથાધીપતી ॥ ૨૮ ॥ ખાર ખંડ ઘૃત આણિ, અમિઅ વુઠ અંગુઠ ઠવે ॥ ગોયમ એકણ પાત્ર, કરાવે પારણ સવે ॥ પંચસયા સુભ ભાવ, ઉજ્જલ ભરિઓ ખીરમીસેં ॥ સાચા ગુરૂ સંજોગ, કવલ તે કેવલ રૂપહુઓ ॥ ૨૯ ॥ પંચસયા • જિણ નાહ, સમવસરણ પ્રાકાર ત્રય ॥ પેખવિ કેવલ નાણ, ઉપ્પન્નો ઉજ્જોય કરે ॥ જાણે જિણહ પીયુષ, ગાજંતો ઘણ મેઘ જિમ ॥ જીણ વાણી નિસુણેઇ, નાણી હુઆ પંચસયા ॥૩૦॥ વસ્તુ છંદ ॥ ઇણ અનુક્રમે હુણ અનુક્રમે; નાણ સંપન્ન ॥ પન્નરહ સય પરવરિય હરિય દુરિય જિણ નાહવંદે ॥ જાણવિ જગગુરૂ વ-

યણ; તિહુનાણ અપ્પાણ નીંદે ॥ ચરમ જિણેસર ઈમભણે, ગોયમ મકરીસ ખેઉ ॥ છેહુજાઈ આપણ સહી, હોસું તુલ્લા બેઉ ॥ ૩૧ ॥ ભાષા ॥ સામિઓ એ વીરજિણંદ, પુનિમ ચંદ જિમ ઉલ્લસિય ॥ વિહરિઓયે ભરહવાસમ્મીં, વરિસ બહોત્તર સંવસિઅ ॥ ઠવતોએ કણઅ પઉમેસ; પાય કમલ સઘે સહિઅ ॥ આવિઓએ નયણાણંદ, નયર પાવાપુરી સુર મહિય ॥ ૩૨ ॥ પેખિઆયે ગોયમસામીં, દેવસમા પ્રતીબોધ કરે ॥ આપણોએ ત્રીસલાદેવી નંદન પહોતો પરમ પએ ॥ વલતો એ દેવ આકાસ, પેખવી જાણીય જીણસમે એ ॥ તો મુનિ એ મન વીખવાદ નાદ ભેદ જીમ ઉપનો એ ॥ ૩૩ ॥ કુણ સમો એ સામીય દેખી, આપ કન્હે હું ટાલીયોએ ॥ જાણંતો એ તીહુઅણ નાહ, લોક વીવહાર ન પાલીયોએ ॥ અતી ભલુંએ કીધલું સામી, જાણીઉં કેવલ માગશે એ ॥ ચીંતવીઉ એ બાલક જેમ અહવા કેડે

ભાગશે એ ॥ ૩૪ ॥ હું કીમ એ વીર જી-
ણંદ, ભગતે ભોલો ભોલવીયો એ ॥ આપણો
એ અવીહડ નેહ, નાહુન સંપે સાચવ્યો એ
॥ સાચો એ ઇહ વીતરાગ, નેહુન જેણે લા-
લીઓ એ ॥ ઇણ સમેએ ગોયમ ચિત્ત, રાગ
વેરાગે વાલીઓ એ ॥ ૩૫ ॥ આવતો એ
જો ઉલટ, રહેતો રાગેં સાહિ ઓ એ ॥ કેવલુ
એ નાણ ઉત્પન્ન, ગોયમ સેહેજે ઉમાહિઓ
એ ॥ તિહુઅણ એ જય જયકાર કેવલ મ-
હિમા સુર કરે એ ॥ ગણહરૂ એ કરય વ-
ખાણ ભવિયણ ભવ જિમ નિસ્તરે એ ॥૩૬॥
વસ્તુ છંદ ॥ પઢમ ગણહર પઢમ ગણહર
વરસ પંચાસ, ગિહિવાસેં સંવસિય ॥ તિસ
વરિસ સંજમ વિભુસિય ॥ સિરિ કેવળ નાણ
પુણ; બાર વરિસ તિહુઅણ નમંસિય ॥ રાય-
ગિહી નયરિહિ ઠવિય; બાણુ વઇ વરિસાઓ
॥ સામી ગોયમ ગુણ નિલો, હોસે શિવપુર
ઠાઓં ॥ ૩૭ ભાષા ॥ જિમ સહકારે કો-
યલ ટઉકે, જિમ કુસુમ વને પરિમલ બહેકે,

જિમ ચંદન સુગંધ નિધિ ।। જિમ ગંગાજલ
લહેરે લહકે, જિમ કણુયા ચલ તેજેં ઝલકે
।। તિમ ગોયમ સોભાગ્ય નિધિ ।। ૩૮ ।।
જિમ માન સરોવર નિવસે હંસા, જિમ સુ-
રવર સિરિ કણુય વતંસા, જિમ મધુકર રા-
જીવ વની ।। જિમ રયણાયર રયણે વિલસેં,
જિમ અંબર તારા ગણુ વિકસે, તિમ ગો-
યમ ગુણુ કેલીવની; પુનિમ નિસિ જિમ સ-
સિહર સોહે; સુરતરૂ મહિમા જિમ જગ-
મોહે, પુરવ દિસિ જિમ સહસકરો ।। પં-
ચાનન જિમ ગિરિવર રાજે, નરવઈ ઘર જિમ
મયગલ ગાજે, તિમ જિન સાસન મુનિ પ-
વરો ।। ૪૦ ।। જિમ સુરતરૂવર સોહે શાખા,
જીમ ઉત્તમ મુખ મધુરી ભાષા, જિમ વન
કેતકી મહ મહે એ ।। જિમ ભૂમિપતિ ભુ-
યબલ ચમકે, જિમ જિનમંદીર ઘંટા રણકે,
તિમ ગોયમ લબ્ધે ગહગહે એ ।। ૪૧ ।।
ચિંતામણી કરચઢિઓ આજ, સુરતરૂ સારે
વંછીત કાજ, કામ કુંભ સવિ વસહુઓ એ ।।

કામગવી પુરે મન કામિય, અષ્ટ મહાસિધી આવે ધામિય સામિય ગોયમ અણુસરો એ ॥ ૪૨ ॥ પણવખ્ખર પહેલો પભણીજે, માયાબીજ શ્રવણ નિસુણીજેં, શ્રીમતી સોભા સંભવે એ ॥ દેવહ ધુરિ અરિહંત નમિજેં, વિનય પહુ, ઉવઝાય શ્રુણીજેં, ઇણ મંત્રે ગોયમ નમો એ ॥ ૪૩ ॥ પુર પુર વસતાં કાંઈ કરીજેં, દેશ દેશાંતર કાંઈ ભમીજેં, કવણ કાજ આયાસ કરો ॥ પ્રહઉઠી ગોયમ સમરિજેં કાજ સમગ્રહ તતખીણ સીજે, નવ નિધિ વિલસે તાસ ઘરે ॥ ૪૪ ॥ ચઉદહ શય બારોત્તર વરસે; ગોયમ ગણહર કેવલ દીવસે કિઆ કવિત ઉપગાર કરો ॥ આદિહીં મંગલ એહ પભણીજે; પરવ મહોત્સવ પહિલો લીજે રીદ્ધિ વૃદ્ધિ કલ્લાણ કરો ॥ ૪૪ ॥ ધન માતા જિણ ઉદરે ધરિયા, ધનપિતા જિણ કુલ અવતરિઆ, ધન સહગુરૂ જિણે દિખિયા એ ॥ વિનયવંત વિદ્યા ભંડાર જસગુણ કોઇ ન લબ્ભે પાર વડ

જિમ સાખા વિસ્તરે એ૦ ॥ ૪૬ ॥ ગૌતમ સ્વામીનો રાસ ભણી જે ચઉવિહ સંઘ રળીયાયત કીજે સયળ સંઘ આણંદ કરો ॥ કુંકુમ ચંદન છડો દેવરાવો માણક મોતીના ચોક પુરાવો રયણ સિંહાસણ બેસણું એ ॥ ૪૭ ॥ તીહાં બેસી ગુરૂદેસના દેશે ભવીકજીવનાં કાજ સરીસે ॥ ઉદયવંત મુનિ ઇમ ભણે એ ॥ ગૌતમ સ્વામી તણો એ રાસ ભણતાં સુણતાં લીલ વિલાસ ॥ સાસય સુખ નિધિ સંપજે એ ॥ ૪૮ ॥ એહ રાસ જે ભણે ભણાવે, વરમયગલ લચ્છી ઘર આવે ॥ મનવંછિત આશા ફલે એ ॥૪૯॥ ઇતિ શ્રી ગૌતમ સ્વામીનો રાસ સંપુર્ણ ॥૫૦॥

---

## ॥ अथ श्री त्रेसठ शिलाका पुरुषोनुं प्रभातीयुं ॥ चोपाइनी देशीमां ॥

॥ પ્રહસમે પ્રણમુ સરસતીમાય, વલી

સહુ ગુરૂને લાગું પાય ॥ ત્રેસઠ શિલાકાનાં કહુ નામ નામ જપંતા સીઝે કામ ॥૧॥ પ્રથમ ચોવીશ તીર્થંકર જાણ તેહ તણે હું કરીશ પ્રણામ ॥ રીખભ અજીતને સંભવ સ્વામ, ચોથા અભીનંદન અભિરામ ॥૨॥ સુમતી પદ્મપ્રભુ પુરે આસ, સુપાર્શ્વ ચંદ્ર પ્રભુ દે સુખવાસ ॥ સુવિધી શિતલને શ્રેયાંસનાથ એ છે સાચા શિવપુર સાથ ॥૩॥ વાસુપુજ્ય જીનવિમળ અનંત, ધર્મ શાંતીકુંથુ અરિહંત ॥ અરમલ્લી મુનીસુવ્રત સ્વામ એહથી લહિયે મુક્તિ સુઠામ ॥૪॥ નમી નાથ નેમીસર દેવ જસ સુર નર નીત સારે સેવ ॥ પાર્શ્વનાથ મહાવીર પ્રસિદ્ધ, તુઠા આપે અવિચલ રિદ્ધ ॥૫॥ હવે નામ ચક્રવર્તી તણાં બાર ચક્રી જે સાસ્ત્રે ભણ્યા ॥ પહેલો ચક્રી ભરત નરેશ સુખે સાધ્યા જીણે ષટ ખંડ દેશ ॥૬॥ બીજો સગર નામે ભુપાળ ત્રીજો મઘવરાય સુવિશાલ ॥ ચોથો કહીયે સનંતકુમાર, દેવ પદવી પામ્યાછે સાર ॥૭॥

શાંતી કુંથુ અર ત્રણે રાય, તીર્થંકર પણ પદ કહેવાય ॥ સુભુમ આઠમો ચક્રી થયો, અતી લોભે કરી નરકે ગયો ॥ ૮ ॥ મહાપદ્મ રાય બુદ્ધિ નિધાન, હરીષેણ દશમો રાજન ॥ અગ્યારમો જય નામ નરેશ, બારમો બ્રહ્મદત્ત ચક્રેશ ॥ ૯ ॥ એ બારે ચક્રીસર કહ્યા; સુત્ર સીદ્ધાંતથકી મેં લહ્યા ॥ હવે વાસુદેવ કહું નવનામ, ત્રણ ખંડ જેણે જીત્યા ઠામ ॥ ૧૦ ॥ વીર જીવ પ્રથમ ત્રીપૃષ્ટ, બીજો નૃપ જાણો દ્વિપૃષ્ટ ॥ સ્વયંભુ પુરૂષોતમ મહારાય, પુરૂષસિંહ પુરૂષ પુંડરીક રાય ॥૧૧॥ દત્ત નારાયણ કૃષ્ણ નરેશ, એ નવ હવે બળદેવ વિશેષ ॥ અચલ વિજય ભદ્ર સુપ્રભ ભુપ, સુદર્શન આનંદ નંદન રૂપ ॥ ૧૨ ॥ પદ્મ રામ એ નવ બળદેવ; પ્રતિશત્રુ નવ પ્રતિવાસુદેવ ॥ અશ્વગ્રીવ તારક રાજેંદ્ર મેરક મધુ નિશુંભ બલેંદ્ર ॥ ૧૩ ॥ પ્રલ્હાદ ને રાવણ જરાસંઘ, જીત્યાં ચક્ર બલેં તસ સંઘ ॥ ત્રેસઠ સંખ્યા પદવી કહી, માતા સાઠતે

ગ્રંથ લહી ॥ ૧૪ ॥ પિતા બાવનને શાઠ શરીર, ઓગણસાઠ જીવ મહાવીર પંચ વરણ તીર્થંકર જાણ, ચક્રી સોવન વાન વખાણ ॥ ૧૫ ॥ વાસુદેવ નવ શામળવાન; ઉજજવલ તનુ બળદેવ પ્રધાન ॥ તીર્થંકર મુક્તિ પદ વર્યા, આઠ ચક્રી સાથે સંચર્યા ॥ ૧૬ ॥ બળદેવ આઠ વલી તેની સાથ, શિવપદ લીધું હાથો હાથ ॥ મધવા સનંત કુમાર સુર લોક, ત્રીજે સુખ વિલસે ગત શોક ॥ ૧૭ ॥ નવમો બળદેવ બ્રહ્મ નિવાસ; વાસુદેવ સહુ અધોગતિ વાસ ॥ અષ્ટમો બારમો ચક્રી સાથ, પ્રતિવાસુદેવ સમા નરનાથ ॥ ૧૮ ॥ સુરવર સુખ સાતા ભોગવી, નારકી દુઃખ વ્યથા અનુભવી ॥ અનુક્રમે કર્મ સૈન્ય જય કરી, નરવર ચતુરંગી સુખ વરી ॥ ૧૯ ॥ સદ્‌ગુરૂ જોગે ક્ષાયીક ભાવ, દર્શન જ્ઞાન ભવોદધિ નાવ ॥ આરોહી શીવ મંદીર વિસે, અનંત ચતુષ્ટય તવ ઉલ્લસે ॥ ૨૦ ॥ લેશે અક્ષય પદ નીર્વાણ, સિદ્ધ સવે મુજ દો કલ્યાણ ॥ ઉ-

નામ નામ જપો નરનાર, સ્વરૂપચંદ્ર લહે જય જયકાર ॥ ૨૧ ॥

---

## श्री शेत्रुंजय तीर्थना २१ नाम संबंधी खमासमण आपवाना दुहा.

સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર ॥ મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર ॥ ૧ ॥ અંગ વસન મન ભુમીકા, પુજો પગરણ સાર ॥ ન્યાય દ્રવ્ય વિધી સુદ્ધતા, શુદ્ધી સાત પ્રકાર ॥ ૨ ॥ કાર્તીક શુદી પુનમ દીને, દસ કોડી પરીવાર ॥ દ્રાવિડ વારીખીલજી, સિદ્ધ થયા નિરવાર ॥ ૩ ॥ તિણે કારણ કાર્તીકી દીને, સંઘ સકળ પરીવાર ॥ આદિદેવ સન્મુખ રહી, ખમાસમણ બહુ વાર ॥ ૪ ॥ એકવીસ નામે વર્ણવ્યો, તિહાં પહેલું અભિધાન ॥ શત્રુંજય શુકરાજથી, જનક વચન બહુમાન ॥ સીદ્ધા૦ ॥ ૫ ॥ સમોસર્યા

સિદ્ધાચલે, પુંડરીક ગણધાર ॥ લાખ શવા મહાતમ કર્યું, સુરનર સભા મોઝાર ॥ ૬ ॥ ચૈત્રી પુનમને દીને, કરી અણુસણ એક માસ ॥ પાંચ કોડી મુની સાથશું, મુક્તિ નિલયમાં વાસ ॥ ૭ ॥ તિણ કારણ પુંડરીકગીરી, નામ થયું વિખ્યાત ॥ મન વચ કાયે વંદીએ, ઉઠી નિત્ય પ્રભાત ॥ સીદ્ધા૦ ॥ ૮ ॥ વીશ કોડી શું પાંડવા, મોક્ષ ગયા ઇણે ઠામ ॥ ઈમ અનંત મુકતે ગયા, સિદ્ધ ક્ષેત્ર તિણે નામ ॥ સીદ્ધા૦ ॥ ૯ ॥ અડસઠ તીરથ નહાવતાં, અંગરંગ ઘડી એક ॥ તુંબી જલ સ્નાને કરી જાગ્યો ચીત્ત વિવેક ॥ ૧૦ ॥ ચંદ્ર શેખર રાજા પ્રમુખ, કરમ કઠણ મલ ધામ ॥ અચલ પદે વિમળા થયા, તિણે વિમલાચલ નામ ॥ સિદ્ધા૦ ॥ ૧૧ ॥ પર્વતમાં સુરગિરી વડો, જીન અભિષેક કરાય ॥ સિદ્ધ હુવા સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય ॥ ૧૨ ॥ અથવા ચઉદે ક્ષેત્રમાં, એ સમ તિરથ ન એક ॥ તિણ સુરગિરી નામે નમું, જીહાં સુ-

શ્વાસ અનેક ॥ સિદ્ધા૦ ॥ ૧૩ ॥ એશી યોજન પૃથુલ છે, ઉંચપણે છવીસ ॥ મહિમાયે મહોટો ગિરિ મહાગિરિ નામ નમીસ ॥ સિદ્ધા૦ ॥ ૧૪ ॥ ગણધર ગુણવંતામુની, વિશ્વ માંહે વંદનિક ॥ જેહવો તેહવો સંયમી, એ તિરથે પુજનિક ॥ ૧૫ ॥ વિપ્રલોક વિષધર સમા, દુખીયા ભુતલ માન ॥ દ્રવ્ય લીંગી કણ ક્ષેત્ર સમ, મુનીવર છીપ સમાન ॥ ૧૬ ॥ શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુન્યનું કામ પુન્યની રાસી વધે ઘણી, તેણે પુન્ય રાસી નામ ॥ સિદ્ધા ॥ ૧૭ ॥ સંયમ ધર મુનીવર ઘણા, તપ તપતા એક ધ્યાન ॥ કર્મ વિજોગે પામીયા, કેવળ લક્ષ્મી નિધાન ॥ ૧૮ ॥ લક્ષ એકાણું શિવવર્યા, નારદશું અણગાર ॥ નામ નમો તેણે આઠમું, શ્રીપદગીરી નિરધાર ॥ સીદ્ધા૦ ॥ ૧૯ ॥ શ્રી સીમંધર સ્વામીયે, એ ગીરી મહીમા વિલાસ ॥ ઇંદ્રની આગે વર્ણવ્યો, તેણે એ ઇંદ્ર પ્રકાશ ॥ સિદ્ધા૦ ॥ ૨૦ ॥ દશ કોટી અણુવ્રત ધરા, ભકતે જમાડે સાર

॥ જૈન તિર્થ યાત્રા કરે, લાભ તણો નહિ પાર ॥ ૨૧ ॥ તેહ થકી સિદ્ધાચલે, એક મુની ને દાન ॥ દેતાં લાભ ઘણો હુવે, મહા તિરથ અભિધાન ॥ સિદ્ધા૦ ॥ ૨૨ ॥ પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાલ અનંત ॥ શત્રુંજય મહાતમ સુણી નમો શાશ્વત ગિરિ સંત ॥ ૨૩ ॥ ગૌ નારી બાલક મુની, ચોહત્યા કરનાર ॥ જાત્રા કરતાં કાર્તીકી, નરહે પાપ લગાર ॥ ૨૪ ॥ જે પરદારા લંપટી, ચોરીના કરનાર ॥ દેવ દ્રવ્ય ગુરૂ દ્રવ્યના, જે વળી ચોરણ હાર ॥ ૨૫ ॥ ચૈત્રી કાર્તીકી પુનમે, કરે યાત્રા ઇણે ઠામ ॥ તપ તપતાં પાતીક ગળે, તીણે દ્રઢ શકિત નામ ॥ સિદ્ધા૦ ।૨૬। ભવ ભય પામી નીકળ્યા થાવચ્ચા સુત જેહ ॥ સહસ મુનીશું શિવવર્યા, મુક્તિ નિલય ગિરી તેહ ॥ સિદ્ધા૦ ॥ ૨૭ ॥ ચંદા સુરજ બેહુ જણા, ઉભા ઇણે ગિરી શૃંગ ॥ કરી વર્ણવને વધાવીયા, પુષ્પ દંત ગીરી રંગ ॥ સિદ્ધા૦ ॥ ૨૮ ॥ કર્મ કલણ ભવજળ તજી, ઇહાં

પામ્યા શિવ સદ્મ ॥ પ્રાણી પદ્મ નિરંજની,
વંદો ગીરી મહાપદ્મ ॥ સિદ્ધા૦ ॥ ૨૯ ॥
શિવવહુ વિવાહ ઓછવે. મંડપ રચીયો સાર
॥ મુનીવર વર બેઠક ભણી, પૃથ્વી પીઠ મ-
નોહાર ॥ સિદ્ધા૦ ॥ ૩૦ ॥ શ્રી સુભદ્રગિરી
નમો, ભદ્ર તે મંગળ રૂપ ॥ જલ તરૂરજ ગી-
રીવર તણી, શીશ ચડાવે ભુપ ॥ સિદ્ધા૦
॥ ૩૧ ॥ વિદ્યાધર સુર અપછરા, નદી શેત્રુંજી
વીલાસ ॥ કરતાં હરતાં પાપને,ભજીએ ભવી
કૈલાસ ॥ સિદ્ધા૦ ॥ ૩૨ ॥ બીજા નીરવાણી
પ્રભુ, ગઈ ચોવીસી મોઝાર ॥ તસ ગણધર
મુનીમાં વડા, નામે કદંબ અગણાર ॥ ૩૩ ॥
પ્રભુ વચને અણુસણ કરી, મુક્તિપુરીમાં વાસ
॥ નામે કદંબ ગીરી નમો, તો હોય લીલ
વીલાસ ॥ સિદ્ધા૦ ॥ ૩૪ ॥ પાતાળે જસ
મુલ છે, ઉજવળ ગીરીનું સાર ॥ ત્રીકરણ
યોગે વંદતાં, અલ્પ હોય સંસાર ॥ ૩૫ ॥
તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખ
ભોગ ॥ જે વંછે તે સંપજે, શિવરમણી સં-

યોગ ॥ ૩૬ ॥ વિમળાચળ પરમેષ્ટીનું, ધ્યાન
ધરે ખટમાસ તેજ અપુરવ વિસ્તરે, પુરે સ-
ઘળી આશ ॥ ૩૭ ॥ ત્રીજે ભવ સિદ્ધી લહે,
એ પણ પ્રાયીક વાચ ॥ ઉતકૃષ્ટા પરીણામથી.
અંતર મહુરત સાચ ॥ ૩૮ ॥ સર્વ કામ દા-
યક નમો, નામ કરી ઓળખાણ ॥ શ્રી શુભ
વીર વીજય પ્રભુ, નમતાં કોડ કલ્યાણ ॥ ૩૯ ॥

---

## ॥ सिद्धगिरिनी थोय. ॥

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરીવરમાં જેમ
મેરૂ ઉદાર,
ઠાકોર રામા પાર, મંત્ર માંહી નવકારજ જાણું.
તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું,
પંખીમાં ઉત્તમ જેમ હંસ, કુળ માંહી, જેમ
રીખવાનો વંશ;
નાભિ તણો એ અંશ, ખેમાવંતમાં શ્રી અરીહંત.
તપસુરામાં માહા મુનીવંત, શત્રુંજય ગિરિ,
ગુણવંત.

---

પુંડરગિરી મહિમા, આગમમાં પ્રસીદ્ધ;
વિમળાચળ ભેટી, લહીએ અચીચળ રીદ્ધ.
પંચમ ગતી પોહોતા, મુનીવર કોડા કોડ;
એણે તીરથ આવી, કર્મ વીપાક વિછોડ.

---

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા;
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા.
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા;
કેવળ સિરી રાયા, મોક્ષ નગરે સધાયા.

---

રૂષભ ચંદ્રાનન વંદન કીજે,
વારીખેણ દુઃખ વારેજી;
વર્ધમાન જીનવર વળી પ્રણમો,
શાશ્વત નામ એ ચ્યારેજી.
ભરતાદીક ક્ષેત્રે મળી હોવે,
ચ્યાર નામ ચીત્ત ધારેજી;
તેણે ચ્યારે એ શાશ્વત જીનવર,
નમીએ નીત્ય સવારેજી.

---

પ્રહ ઉઠી વંદુ, રીખવદેવ ગુણવંત;
પ્રભુ બેઠા સોહીએ, સમવસરણ ભગવંત.
ત્રણ છત્ર બીરાજે, ચામર ઢાળે ઇંદ્ર;
જીનના ગુણ ગાવે, સુરનર નારીના વૃંદ.

---

## ॥ श्री मंधर जीननी थोय. ॥

શ્રી મંધર જીનવર, સુખકર સાહેબ દેવ;
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ.
સકળ આગમ પારગ, ગણધર ભાષીત વાણી;
જયવંતી આણા, જ્ઞાન વીમળ ગુણ ખાણી.

---

માહાવિદેહ ક્ષેત્રમાં મંધર સ્વામી, સોનાનું સીંહાસનજી;
રૂપાનું ત્યાં છત્ર બીરાજે, રત્નમણીના દીવા ચારજી.
કુમકુમ વરણી ત્યાં ગહુંલી બિરાજે, મોતીના અક્ષત સારજી;

ત્યાં બેઠા શ્રી મંધર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તુરી બરાસોજી;
પેહલી પૂજા મોરી હોજો, ઉગમતે પ્રભ:તેજી.

---

## समकितना सडसठ बोल.

---

| | |
|---|---|
| ૪ સદ્દહણા | ૫ ભૂષણ |
| ૩ લિંગ | ૫ લક્ષણ |
| ૧૦ વિનય | ૬ જતના |
| ૩ શુદ્ધિ | ૬ આગાર |
| ૫ દૂષણ | ૬ ભાવના |
| ૮ પ્રભાવક | ૬ સ્થાન |

---

## चार सद्दहणा.

૧ જીવાદિક નવ તત્વનો અભ્યાસ કરવો; વિચાર કરવો.

૨ સાધુ મુનિરાજની શેવા કરવી.
૩ પાસથ્થા, કુશીલીઆ, વેશવીડંબક એવા સમકીતથી ભ્રષ્ટનો સંગ કરવો નહીં.
૪ અન્યદર્શની, મિથ્યા દર્શની સંગ ન કરવો.

---

## त्रण लिंग.

૧ સિદ્ધાંત એટલે વીતરાગની વાણી સાંભળવાની અતિ અભિલાષા.
૨ ચારિત્ર ધર્મ એટલે વ્રત પચ્ચખાણ કરંવાની અતિ અભિલાષા.
૩ દેવ ગુરૂ પ્રમુખ ઊત્તમ પુરૂષોની વેયાવચ્ચ કરવામાં સાવધાન.

---

## दश विनय.

૧ અરિહંત દેવનો . ૨ સિદ્ધ ભગવાનનો
૩ જીન પ્રતિમાનો ૪ શ્રુત ધર્મનો
૫ ચારિત્ર ધર્મનો ૬ સર્વ સાધુનો

૭ આચાર્યનો ૮ ઉપાધ્યાયનો

૯ ચતુર્વિધ સંઘનો ૧૦ સમ્યક્ દર્શનનો

વિનય એટલે સેવા, ભક્તિ, બહુ માન, અંતરંગ પ્રેમ, ગુણગ્રામ કરવા તથા અવગુણ છોડવા, આશાતના ટાળવી તેમાં દેવની ૮૪ અને ગુરૂ સંબંધી ૩૩ આશાતના ટાળવી.

---

## त्रण शुद्धि.

૧. મનશુદ્ધિ એટલે વીતરાગનો ભાખ્યો ધર્મ સાર છે બીજું કંઈ સંસારમાં સાર નથી એવો ઉપભાવ તે.

૨ વચન શુદ્ધિ એટલે જીનધર્મ આરાધતાં કલ્યાણ નહીં હોય તો બીજાથી કેમ હોય. કલ્યાણ તો વીતરાગના ધર્મ થકીજ છે બીજાથી કલ્યાણ નથી એમ કહેવું તે.

૩ કાયશુદ્ધિ એટલે કોઈ છેદો, ભેદો, અનેક પ્રકારની પીડા ઊપજાવો, પણ વીતરાગ વિના બીજાની આગળ મસ્તક ન નમાવવું તે.

---

## पांच दूषण.

૧ શંકા એટલે વીતરાગના વચનમાં સંશય કરવો.

૨ કાંક્ષા એટલે જીનમત વિના બીજા મતની વાંછા કરવી.

૩ વિચિકિત્સા એટલે ધર્મના ફળ વિષે સંદેહ કરવો.

૪ પ્રશંસા એટલે કુલિંગી, દર્ષલિંગી, પાખંડી લોકોની પ્રશંસા કરવી.

૫ સંસ્તવ એટલે ઉપર બતાવેલા પાખંડી લોકનો પરિચય કરવો. એ પાંચ દૂષણ વર્જવાં.

---

## आठ प्रभावक.

૧ જીનમત પરમતના શાસ્ત્રનો જાણ.

૨ ધર્મ ઉપદેશનો દેનાર.

૩ ન્યાયથી વાદ કરનાર.

૪ નિમિત્તનો જાણ.

૫ ક્ષમાવંત, નિર્લોભી, તપસ્વી.
૬ વિદ્યા મંત્રનો જાણ હોય.
૭ સિદ્ધ સંપન્ન ( આકાશ ગમનની વિદ્યાએ સહિત. )
૮ કવિ.

ઉપર કહેલા આઠ જીનમત દીપાવનાર કહીએ એવા થવાનો ઉદ્યમ કરવો જેથી જિનધર્મ દીપાવવામાં આવે અથવા એવા પુરૂષોની તેમના સમકીત ગુણ જોઇને સેવા કરવી.

---

## પાંચ ભૂષણ.

૧ જિન માર્ગને વિષે કુશળ હોય.
૨ જિન શાસનની પ્રભાવના એટલે દીપાવવું અથવા વૃદ્ધિ થાય તેમ કરવું.
૩ ગીતાર્થ મુનિરાજ અને તીર્થની સેવા કરવી.
૪ જૈન ધર્મને વિષે દ્રઢતા રાખવી.

૫ દેવ, ગુરૂ તથા સિદ્ધાંતનો વિનય વૈયાવચ્ચ કરવો.

---

## પાંચ લક્ષણ.

૧ ઉપસમ એટલે ક્રોધ, માન, માયા ને લોભ એ ચાર કષાયનું શાંત કરવું તે.

૨ સંવેગ એટલે મોક્ષના સુખની અભિલાષા રાખવી.

૩ નિર્વેદ એટલે સંસારના દુઃખ થકી ઉદાશ રહેવું.

૪ અનુકંપા એટલે જીવને દુઃખ થકી નિવારણ કરવાની ઇચ્છા અર્થાત્ સર્વ જીવને વિષે દયાભાવ રાખવો.

૫ આસ્તિક્ય એટલે શ્રીવીતરાગે ભાખ્યું તે સત્ય છે; જુઠ કાંઈ. પણ નથી એવી દ્રઢ આસ્થા રાખવી.

---

# છ જતના.

૧ પરતીર્થિકાદિવંદન એટલે અન્યતિર્થી અન્યતિર્થીના દેવ અને અન્યતિર્થીનાં ગ્રહણ કરેલી પ્રતિમાને વંદન કરવું નહીં એટલે તેમની આગળ બે હાથ જોડવા નહીં.

૨ નમસ્કરણં એટલે તેમને નમસ્કાર કરવો નહીં એટલે તેમની આગળ માથું નમાવવું નહીં.

૩ આલાપનં એટલે તેમની સાથે બોલવું નહીં,

૪ સંલાપનં એટલે તેમની સાથે વારંવાર બોલવું નહીં.

૫ અશનાદિદાનં એટલે ખાવા પીવાનું ધર્મ બુદ્ધિએ આપવું નહીં.

૬ ગંધપુષ્પાદિ પ્રેષણં એટલે તેમને ગંધપુષ્પાદિ મોકલવાં નહીં.

---

## છ આગાર.

૧ રાજાભિયોગ, એટલે રાજાના કહેવાથી કરવું.
૨ ગણાભિયોગ, એટલે ઘણા લોકોના કહેવાથી કરવું.
૩ બળાભિયોગ, એટલે બળવાનના કહેવાથી કરવું.
૪ સુરાભિયોગ, એટલે દેવતાદિકની હઠથી કરવું.
૫ કાંતારવૃત્તિ, એટલે આજીવિકાને વાસ્તે કરવું
૬ ગુરૂનિગ્રહ, એટલે માતાપીતા કળાચાર્ય પ્રમુખના કહેવાથી કરવું.

આ છ આગાર પોતાની મરજી ન છતાં લાચારીથી તેમના કહેવાથી શેવવા.

---

## છ ભાવના.

૧ સમકિત કેવું છે ચારિત્ર ધર્મરૂપી ઝાડનું મૂળ છે.
૨ વળી સમકિત કેવું છે તો ચારિત્ર ધર્મરૂપી

નગરમાં પેસવાનું બારણું છે.

૩ આ સમકિત ચારિત્ર ધર્મરૂપી મેહેલના મૂળ પાયો છે.

૪ વળી સમકિત જ્ઞાન ચારિત્રાદિ ગુણ રૂપ તત્વનો નિધિ છે.

૫ વળી સમકિત કેવું છે તો ચારિત્ર રૂપી જીવીતપણાનો આધાર છે.

૬ વળીસમકિતશ્રૂતચારિત્રરૂપીરસનું પાત્ર છે.

---

## છ સ્થાન.

૧ જીવ છેજ.

૨ જીવ નિત્ય છે.

૩ જીવ કર્મનો-કર્ત્તા છે.

૪ જીવ કર્મનો ભોગવનાર છે.

૫ જીવને મોક્ષ છે.

૬ જીવને મોક્ષનો ઉપાય છે એટલે કર્મ રહિત થવાનો ઉપાય છે.

૭ શો ઉપાય છે? સમ્યગ, જ્ઞાન, દર્શન અને ચારીત્ર.

ઇતિ સમકીતના ૬૭ બોલ સંક્ષેપે સંપૂર્ણ.

# ભવાભિનંદી જીવોના લક્ષણ.

પાંચ ઇંદ્રિયોનાં વિષય સુખ પરમાર્થે કરી દુઃખકારી છે, તો પણ તેને વિષે જે જીવો સુખની બુદ્ધિએ કરીને આનંદ માને છે તેને ભવાભિનંદી કહીએ. તેમનાં લક્ષણ નીચે મુજબ:—

૧ અહારને અર્થે એટલે જો હું સમાયક, પોસો તથા દિસાવગાસિકાદિ ધર્મ કરણી કરીશ તો જમવાનું મળશે, એવી વિચારણાથી ધર્મ કરણી કરવી તે.

૨ પૂજાવાને અર્થે ધર્મ કરે એટલે જો હુ ધર્મ કરણી કરીશ તો લોકમાં પૂજનીક થઇશ એવો અભિપ્રાય રાખવો તે.

૩ ઉપધી એટલે વસ્ત્ર પાત્રાદિકને અર્થે ધર્મ કરણી કરવી તે.

૪ રિદ્ધિગારવ એટલે શ્રાવકને. પોતાના કરવાને અર્થે એટલે જો હું ધર્મ કરણી કરીશ તો આ શ્રાવક મારા થશે, અને સે-

મનાથી મારૂં ગુજરાન થશે એવી બુદ્ધિ-
એ કરીને ધર્મ કરણી કરવી તે.

૫ ક્ષુદ્ર એટલે અગંભીર હોય, પારકાં છીદ્ર ખોળતો ફરે, લોકોના કિંચિત્ અવગુણ દેખી લોકોની આગળ વિશેષપણે કહેતો ફરે, અને પોતાના અવગુણ ઢાંકે અને પોતાના ગુણનો ઉત્કર્ષ કરે એટલે હરેક રીતે પોતાનો ગુણ પ્રગટ થાય એમ લોકોની આગળ બોલવું તે.

૬ લોભને વિષે એટલે પુદ્ગળ ભાવને વિષે એટલે, ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર, જશ અને કીર્ત્તિ મેળવવાને વિષે તત્પર એટલે આશક્ત રહેવું તે.

૭ દીન એટલે પુદ્ગળ ભાવના વિયોગે કરીને, રાંક એટલે આગામી કાળની ચિંતા કરે પણ આત્મ સ્વરૂપનો કાંઈ પણ વિચાર કરે નહિ તે

૮ મત્સરી એટલે પારકા ગુણને ન સહે તે.

૯ ભયવાન એટલે પુદ્ગલાદિક વસ્તુના વિ-

યોગનો ભય કરવો તે.

૧૦ શઠ એટલે કપટી.

૧૧ અજ્ઞાની એટલે સર્વ વસ્તુનો અજાણ.

ઊપર લખેલાં અગિયાર લક્ષણો હરેક જણે વર્જવાં અને ધર્મ કરણી કરતાં તો વિ-શેષપણે વર્જવાં.

---

## मिथ्यात्वना बोलनो विस्तार.

### ચાર પ્રકાર.

૧ પ્રરૂપણા મિથ્યાત્વઃ—શ્રી જિનેશ્વર ભાષિત અર્થથી અવળા પ્રરૂપણા કરવા તે,

૨ પ્રવર્ત્તન મિથ્યાત્વઃ- લૌકીક તથા લોકો-ત્તર મિથ્યાત્વની કરણી કરવી તે

૩ પરિણામ મિથ્યાત્વઃ—મનમાં જુઠો હઠવાદ રાખે અને કેવળી ભાષિત નવ તત્વના અર્થ યથાર્થ ન સદ્દહે તે.

૪ પ્રદેશ મિથ્યાત્વઃ—સત્તાગતમાં રહેલી મો-હની કર્મની સાત પ્રકૃતિ તે.

---

## દશ પ્રકાર.

૧ ધર્મને અધર્મ કહેવો:—જિનેશ્વર ભાષિત શુદ્ધ ધર્મને અધર્મ કહેવો તે.

૨ અધર્મને ધર્મ કહેવો—હિંસાદિ પાંચ આશ્રવ સહિત અશુદ્ધ એવા અધર્મને ધર્મ કહેવો.

૩ માર્ગને ઉન્માર્ગ કહેવો—સમકીત સહિત સંવર ભાવ સેવન કરવાને ઉન્માર્ગ કહેવો તે.

૪ ઉન્માર્ગને માર્ગ કહેવો—કુદેવ, કુગુરૂ, કુધર્મને સેવન કરવાને માર્ગ કહેવો તે.

૫ સાધુને અસાધુ કહેવો તેઃ—સત્તાવીશ ગુણ યુક્ત, તરણતારણ જહાઝ સમાન, શુદ્ધ પ્રરૂપક, એવા સાધુને અસાધુ કહેવા તે.

૬ અસાધુને સાધુ કહેવા તે—આરંભ પરિગ્રહ વિષય કષાયના ભરેલા લોભી, ખોટી શ્રદ્ધા કરાવનાર, લોહના નાવ સમાન, અસાધુને સાધુ કહેવા તે.

૭ જીવને અજીવ કહેવોતેઃ—એકેંદ્રિયાદિક જીવનને અજીવ કહેવો તે.

૮ અજીવને જીવ કહેવોતેઃ—સોના રૂપાની વાંટી આદિક અજીવને જીવ કહેવો તે.

૯ મુર્તને અમૂર્ત કહેવો તેઃ—પવન રૂપી પદાર્થ જેવાને અરૂપી કહેવો તે.

૧૦ અમુર્તને મૂર્ત કહેવો તેઃ—જીવ તથા ધર્માસ્તિકાયાદિ અરૂપી પદાર્થને રૂપી કહેવા તે.

---

## પાંચ પ્રકાર.

૧ અભિગ્રહીકઃ—ખરા ખોટાની પરિક્ષા કર્યા વિના પોતાની મતિમાં આવ્યું તે સાચુ માને તે.

૨ અનભિગ્રહીકઃ—સર્વ ધર્મ સારા છે. સર્વ દર્શન રૂડાં છે, સૌને વંદીએ, કોઈને નિંદિએ નહીં એમ વિખ અને અમૃત સરખાં ગણવાં તે.

૩ અભિનીવેશીકઃ—જાણીને જૂઠું બોલે, પો-

તાના અજ્ઞાનથી ભુલ પડે છતે ખોટી પ્ર-
રૂપણા કરે અને કોઇ સમકિત દૃષ્ટિ સમ
જાવે તો પણ હઠ ન મૂકે તે.

૪ સાંશયિક:—જિન વાણીમાં સંશય રાખે, એટલે પોતાના અજ્ઞાનથી સિદ્ધાંતના અર્થ સમજે નહીં તેથી ડગમગતો રહે તે.

૫ અનાભોગિક:—અજાણપણે કાંઇ સમજે નહીં તે અથવા એકેંદ્રિયાદિક જીવને અનાદિકાળનું લાગે છે તે.

---

## છ પ્રકાર.

૧ લૌકીક દેવગત:—રાગ દ્વેષના ભરેલા લૌકીક દેવને માને, પુજે, તેમનો કહેલો માર્ગ પાળે તે.

૨ લૌકીક ગુરૂગત:—અઢાર પાપસ્થાનકના ભરેલા નવા નવા વેશ બનાવનારા અન્ય દર્શનીનાં ગુરૂને ગુરૂ માનવા તથા બહુ માન કરવું તે.

૩ લૌકીક પર્વગત:—આ લોકમાં પુદ્દગલીક સુખની ઇચ્છાએ મિથ્યાત્વી લોકે કહેલા હોળી, બળેવાદિક પર્વને શ્રદ્ધાએ આરધવાં તે.

૪ લોકોત્તર દેવગત:—અઢાર દોષ રહીત અરિહંત દેવની આગળ આ લોક પરલોકના પુદ્દગલીક સુખની વાંચ્છાએ માનતા માનવી તે.

૫ લોકોત્તર ગુરૂગત:—અઢાર પાપસ્થાનક સેવનાર, છકાયનો આરંભ કરનાર એવા જિનના સાધુનો વેષ ધરનારને ગુરૂ માનવા તે તથા શુદ્ધ જ્ઞાન દર્શન ચારિત્ર સહિત એવા મુનિરાજને આ લોક પરલોકના સુખની વાંચ્છાએ વાંદવા, પૂજવા, પડિલાભવા તે

૬ લોકોત્તર પર્વગત:—જિનરાજના કલ્યાણક ના દિવસે તથા આઠમ ચૌદશઆદિ પર્વના દિવસે આ લોક પરલોકના સુખને અર્થે આંબિલ, એકાસણાદિ તપ કરવો તે.

ઉપરના મિથ્યાત્વ સારી રીતે સમજીને ટાળવાનો ખપ કરવો.

---

## ॥ अथ श्री जीवविचार प्रकरण प्रारंभ. ॥

### ॥ આર્યા વૃત્તં ॥

ભુવણપઈવં વીરં, નમિઊણ ભણામિ અબુહબોહત્થં ॥ જીવસરૂવં કિંચિવિ, જહ ભણિયં પુવ્વ સૂરિહિં ॥ ૧ ॥ જીવા મુત્તા સંસા, રિણો ય તસ થાવરા ય સંસારી ॥ પુઢવિ જલ જલણ વાઊ, વણસ્સઇ થાવરા નેયા ॥ ૨ ॥ ફલિહ મણિ રયણ વિદ્દુમ, હિંગુલ હરિયાલ મણસિલ રસિંદા ॥ કણગાઈ ધાઊ સેઢી, વન્નિય અરણેટ્ટય પલેવા ॥ ૩ ॥ અબ્ભય તૂરી ઊસં, મટ્ટી પાહાણ જાઇઓ ણેગા ॥ સોવીરંજણ લૂણા, ૪ પુઢવિભેયાઈ ઇચ્ચાઈ

॥ ૪ ॥ ભોમંત રિખ્ખમુદ્દગં, ઓસાહિમકરગ હરિતણુ મહિયા ॥ હુંતિ ઘણોદહિમાઈ, ભે- આ ણેગાય આઉસ્સ ॥ ૫ ॥ ઇંગાલ જાલ મુમ્મુર, ઉક્કાસણી કણગ વિજ્જુમાઇયા ॥ અગ- ણિજિયાણં ભેયા, નાયવ્વા નિઊણ બુદ્ધિએ ॥ ૬ ॥ ઉબ્ભામગ ઉક્કલિયા, મંડલી મુહસુદ્ધ ગુંજવાયા ય ॥ ઘણ તણુ વાયાઈયા, ભેયા ખલુ વાઉકાયસ્સ ॥ ૭ ॥ સાહારણ પત્તેયા, વણ- સઇજીવા દુહા સુએ ભણિયા ॥ જેસિ મણં- તાણ તણુ, એગા સાહારણા તેઉ ॥ ૮ ॥ કં- દા અંકુર કિસલય, પણગા સેવાલ ભૂમીફો ડા ય ॥ અલ્લયતિય ગજ્જરમોં, થથ વથ્થુલા થેગ પલ્લંકા ॥ ૯ ॥ કોમલફલં ચ સવ્વં, ગૂઢ સિરાઈ સિણાઇં પત્તાઇં ॥ થોહરિ કુંઆરિ ગુગ્ગુલિ, ગલોય પમુહા ય છિન્નરૂહા ॥ ૧૦ ॥ ઇચ્ચાઇણો અણેગે, હવંતી ભેયા અણંતકાયાણં ॥ તેસિં પરિજાણણથ્થં, લખ્ખણં એયં સુએ ભ ણિયં ॥૧૧॥ ગુંઢસિર સંધી પવ્વં, સમભંગ મહીરૂગં ચ છિન્નરૂહં ॥ સાહારણં શરીરં,

તવ્વિવરિયં ચ પત્તેયં ॥૧૨॥ એગશરીરે એગો, જીવો જેસિં તુ તેય પત્તેયા ॥ ફલ ફૂલ છલ્લિ કટ્ઠા, મૂલગ પત્તાણિ બીયાણિ ॥૧૩॥ [illegible] [illegible] મુત્તં, પંચવિ પુઢવાઇણો સયલલો [illegible] ॥ સુહુમા હુવંતિ નિયમા, અંતમુહુત્તાઉ અદિસા ॥ ૧૪ ॥ સંખ કવડ્ડય ગંડુલ, જલો ય [illegible] અલસ લહુગાઇ ॥ મેહર કિમિ પૂયરગા, બેઇંદિયમાઇવાહાઇ ॥ ૧૫ ॥ ગોમી મંકણ જૂયા, પિપીલી ઉદ્દેહિયા ય મક્કોડા ॥ ઇલ્લિય ઘયમિલ્લીઓ, સાવય ગોકીડ જાઇઓ ॥૧૬॥ ગદ્દહય ચોર કીડા, ગોમયકીડા ય ધન્નકીડા ય ॥ કુંથુ ગોવાલિય ઇલ્લિયા, તેઇંદિય ઇંદગોવાઇ ॥ ૧૭ ॥ ચઉરિંદિયા ય વિચ્છુ, ઢિંકુણ ભમરા ય ભમરિયા તિડ્ડા ॥ મચ્છિય ડંસા મસગા. કંસારી કવિલ ડોલાઇ ॥ ૧૮ ॥ પંચિંદિયા ય ચઉહા, નારય તિરિયા મણુસ્સ દેવા ય ॥ નેરઇયા સત્તવિહા, નાયવ્વા પુઢવિ ભેએણં ॥૧૯॥ જલયર થલયર ખયરા, તિવિહા પંચિંદિયા તિરિખ્ખા ય

॥ સુસુમાર મચ્છ કચ્છવ, ગાહા મગરાઈ જલચારી ॥ ૨૦ ॥ ચઉપય ઉરપરિસપ્પા, ભુયપરિસપ્પા ય થલયરા તિવિહા ॥ ગોસપ્પ નઉલ પમુહા, બોધવ્વા, તે સમાસેણં ॥ ૨૧ ॥ ખયરા રોમયપખ્ખી, ચમ્મય પખ્ખીય પાયડા ચેવ ॥ નરલોગાઓ બાહિં, સમુગ્ગપખ્ખી વિયય પખ્ખી ॥ ૨૨ ॥ સવ્વે જલ થલ ખયરા, સમુચ્છિમા ગબ્ભયા દુહા હુંતિ ॥ કમ્મા કમ્મગ ભૂમિઆ, અંતર દીવા મણુસ્સાય ॥ ૨૩ ॥ દસહા ભવણાહિવઇ, અઠ્ઠ વિહા વાણમંતરા હુંતિ ॥ જોઇસિયા પંચવિહા, દુવિહા વેમાણિયા દેવા ॥ ૨૪ ॥ સિદ્ધા પનરસ ભેયા, તિથ્થાતિથ્થાઈ સિદ્ધભેએણં ॥ એએ એ સંખેવેણં, જીવવિગપ્પા સમખ્ખાયા ॥ ૨૫ ॥ એએસિં જીવાણં, શરીર માઉ ઠિઈ સકાયંમિ ॥ પાણા જોણિ પમાણં, જેસિં જંઅથ્થિ તં ભણિમો ॥ ૨૬ ॥ અંગુલ અસંખભાગો, શરીર મેગિંદિયાણ સવ્વેસિં જોયણ સહસ્સ મહિયં

નવરં પત્તેય રૂખ્ખાણું ॥ ૨૭ ॥ બારસ જો-
યણ તિન્નેવ ગાઉઆ જોયણું ચ અનુકમસો
॥ બેઇંદિય તેઇંદિય, ચઉરિંદિય દેહ મુચ્ચત્તં ॥
૨૮ ॥ ધણુ સયપંચ પમાણા, નેરઇયા સત્त-
માઇ પુઢવીએ ॥ તત્તો અદ્ધ દ્ધૂણા, નેયા રય-
ણપ્પહા જાવ ॥ ૨૯ ॥ જોયણ સહસ્સ માણા
મચ્છા ઉરગાય ગબ્ભયા હુંતિ ॥ ધણુહ પહુત્ત
પખી, ભુયચારી ગાઉઅ પુહુત્તં ॥ ૩૦ ॥
ખયરા ધણુહપુહુત્તં, ભુઅગા ઉરગા ય જોય-
ણ પુહુત્તં ॥ ગાઉઅ પુહુત્તં મિત્તા, સમુચ્છિ
મા ચઉપયા ભણિયા ॥ ૩૧ ॥ છચ્ચેવ ગાઉ
આઇ, ચઉપ્પયા ગબ્ભયા મુણેયવ્વા ॥ કોસ
તિગં ચ મણુસ્સા, ઉક્કોસ શરીરમાણેણં ॥ ૩૨
॥ ઇસાણંત સુરાણં, રયણીઓ સત્ત હુંતિ ઉ-
ચ્ચત્તં ॥ દુગ દુગ દુગ ચઉગેવિ, જ્જણુત્તરે
ઇક્કિક્ક પરિહાણી ॥ ૩૩ ॥ બાવીસા પુઢવી
એ, સત્ત ય આઉસ્સ તિન્નિ વાઉસ્સ ॥ વા-
સ સહસ્સા દસ તરૂ, ગણાણ તેઉ તિરત્તા-
ઓ ॥ ૩૪ ॥ વાસાણિ બારસાઉ, બેઇંદિયા

ણું તેઇંદિયાણં તુ ॥ અઉણાપન્ન દિણાઇ, ચ-
ઉરિંદાણં તુ છમ્માસા ॥ ૩૫ ॥ સુરનેરઇયાણ
ઠિઇ, ઉક્કોસા સાગરાણિ તિત્તીસં ॥ ચઉપય
તિરિય મણુસા, તિન્નિય પલિઓવમા હુંતિ
॥ ૩૬ ॥ જલયર ઉરભુઅગાણં, પરમાઊ
હોઇ પુવ્વકકોડીઓ ॥ પખ્ખીણં પુણ ભણિ
ઓ, અસંખભાગો ય પલિયસ્સ ॥ ૩૭ ॥
સવ્વે સુહુમા સાહા, રણાય સમ્મુચ્છિમા મ
ણુસ્સા ય । ઉક્કોસ જહન્નેણં, અંતમુહુત્તં
ચ્ચિય જિયંતિ ॥ ૩૮ ॥ ઓગાહણાઉ માણં;
એવં સંખેવઓ સમખ્ખાયં ॥ જે પુણ ઇથ્થ
વિસેસા, વિસેસસુત્તાઉ તે નેયા ॥ ૩૯ ॥
એગિંદિયા ય સવ્વે, અસંખ ઉસ્સપ્પણી
સકાયમ્મિ ॥ ઉવવજ્જંતિ ચયંતિ ય, અણં-
તકાયા અણંતાઓ ॥ ૪૦ ॥ સંખિજ્જ સ-
મા વિગલા, સત્તઠ ભવા પણિંદિ તિરિ મણુ
આ ॥ ઉવવજ્જંતિ સકાએ, નારયદેવા ય નો
ચેવ ॥ ૪૧ ॥ દસહા જિઆણ પાણા, ઇંદિ-
ય ઉસાસ આઉ બલરૂવા ॥ એગિંદિએસુ ચ

ઉરો, વિગલેસુ છઅત્ત અહેવ ॥ ૪૨ ॥ અ-
સન્નિસન્ની પંચિ, દિએસ નવદશ કમેણ બો-
[illegible]વા ॥ તેહિં સહુવિપ્પઓગો, જીવાણં ભ-
ણએ મૂરણં ॥ ૪૩ ॥ એવં અણોરપારે, સં-
સારે સાયરમ્મિ ભીમમ્મિ ॥ પત્તો અણંત ખુ
ત્તો, જીવેહિં અપત્તધમ્મેહિં ॥ ૪૪ ॥ તહ
ચઉરાસી લખ્ખા, સંખા જોણીણ હોઈ જીવા
ણં ॥ પુઢવાઇણ ચઉણ્હં, પત્તેયં સત્ત સત્તેવ
॥ ૪૫ ॥ દશ પત્તેય તરૂણં, ચઉદશ લખ્ખા
હુવંતિ ઇયરેસુ ॥ વિગલિંદિએસુ દો દો,
ચઉરો પંચિંદિ તિરિયાણ ॥ ૪૬ ॥ ચઉરો
ચઉરો નારય, સુરેસુ મણુઆણ ચઉદસ હુ-
વંતિ ॥ સંપિંડિઆય સવ્વે, ચુલસી લખ્ખા
ઉ જોણીણં ॥ ૪૭ ॥ સિદ્ધાણ નથ્થિ દેહો ન
આઉ કમ્મ નપાણ જોણીઓ ॥ સાઈ અણં-
તા તેસિં, ઠિઈ જિણંદાગમે ભણિયા ॥ ૪૮ ॥
કાલે અણાઈ નિહણે, જોણિ ગહણમ્મિ ભી-
સણે ઇથ્થ ॥ ભમિયા ભમિહંતિ ચિરં, જી-
વા જિનવયણ મલહંતા ॥ ॥ ૪૯ ॥ તા

સંપઇ સંપત્તે, મણુઅત્તે દુલ્લહેવિ સંમત્તે ॥ સિરિ સંતિસૂરિ સિઠ્ઠે, કરેહ ભો ઉજ્જમ ધમ્મે ॥ ૫૦ ॥ એસો જીવવિયારો, સંખે વરૂઇણ જાણણાહેઉ ॥ સંખીત્તો ઉદ્ધરિઓ, રૂદ્દાઓ સુયસમુદ્દાઓ ॥ ૫૧ ॥ ઇતિ શ્રી જીવવિચાર પ્રકરણ ॥

## ॥ अथ श्री नवतत्व प्रकरण प्रारंभः ॥

જીવાઽજીવા પુણ્ણં, પાવસવસંવરો ય નિજ્જરણા ॥ બંધો મુખ્ખો ય તહા, નવતતા હુંતિ નાયવ્વા ॥ ૧ ॥ ચઉદસ ચઉદસ બાયા, બીસા બાસીય હુંતિ બાયાલા ॥ સત્તાવન્નં બારસ, ચઉ નવ ભેયા કમેણેસિં ॥૨॥ એગવિહ દુવિહ તિવિહા, ચઉવ્વિહા પંચ છવ્વિહા જીવા ॥ ચેયણ તસઇયરેહિં, વેય ગઈ કરણ કાએહિં ॥ ૩ ॥ એગિંદિય સુહુમિયરા, સન્નિયર પણિંદિયા સબિતિ ચઉ ॥ અપજત્તા પંજત્તા, કમેણ ચઉદસ જિયઠ્ઠાણા

॥ ૪ ॥ નાણં ચદંસણં ચેવ, ચરિત્તં ચ તવો તહા ॥ વીરિયંમ ઉવઓગો ય, એયં જીવસ્સ લુખ્ખણં ॥ ૫ ॥ આહાર સરીરઇંદિય, પજજત્તી આણુ પાણુ ભાસ મણુ ॥ ચઉ પંચ પંચ છપ્પોય, ઇગ વિગલા સન્નિ સન્નીણં ॥ ૬ ॥ પણિંદિયત્તિ બલુસા, સાઉદસપાણુ ચઉછ સગ અઠુ ॥ ॥ ઇગ દુતિ ચઉરિંદીણું અસન્નિ સન્નીણુ નવ દસ ય ॥ ૭ ॥ ઇતિ જીવતત્વમ ॥ ધમ્મા ડધમ્મા ડગાસા, તિય તિય ભેયા તહેવ અદ્ધા ય ॥ ખંધા દેસપએસા, પરમાણુ અજીવ ચઉદસહા ॥ ૮ ॥ ધમ્માડધમ્મા પુગ્ગલ, નહ કાલો પંચ હુંતિ અજીવા ॥ ચલણસહાવો ધમ્મો, થિરસંઠાણો અહમ્મો ય ॥ ૯ ॥ અવગાહો આગાસં, પુગ્ગલ જીવાણ પુગ્ગલા ચઉહા ॥ ખંધા દેસપએસા, પરમાણુ ચેવ નાયવ્વા ॥ ૧૦ ॥ સદ્દંધયાર ઉજ્જોય, પભા છાયા તવે હિઆ ॥ વન્ન ગંધ રસા ફાસા, પુગ્ગલાણં તુ લખ્ખણં ॥ ૧૧ ॥ એગા કોડિ સત્ત સટ્ઠિ, લખ્ખા

સત્તહુત્તરી સહસ્સાય ॥ દોયસયા સોલહિં-
યા, આવલિયા ઇગ મુહુત્તમ્મિ ॥ ૧૨ ॥ સ-
મયાઽવલી મુહુત્તા, દીહા પખ્ખા ય માસ
વરિસા ય ॥ ભણિઓ પલિઆ સાગર ઉ-
સપ્પિણી સપ્પિણી કાલો ॥ ૧૩ ॥ પરિણા-
મિ જીવ મુત્તા, સપએસા એગ ખિત્ત કિરિ-
આય ॥ ણિચ્ચં કારણ કત્તા, સવ્વગ ઇયર
યર અયવેસે ॥ ૧૪ ॥ ઇતિ અજીવતત્વમ્ ॥
સા ઉચ્ચગોયમણુ દુગ, પંચિંદિ જાઇ પણ
દેહા ॥ આઇ તિ તણુ ણુવંગા, આઇમ સં-
ઘયણ સંઠાણા ॥ ૧૫ ॥ વન્નચઉક્કા ગુરૂ લહુ,
પરઘા ઉસાસ આય વુજ્જોયં ॥ સુભ ખ ગઇ
નિમિણ તસ દસ, સુર નર તિરિયાઉ તિ-
ત્થયરં ॥ ૧૬ ॥ તસ બાયર પજ્જત્તં, પત્તે
થિરં સુભં ચ સુભગં ચ ॥ સુસ્સર આઇ-
જ્જ જસં, તસાંઇ દસગં ઇમં હોઇ ॥ ૧૭ ॥
ઇતિ પુણ્યતત્વમ્ ॥ નાણંતરાય દસગં, નવ
બીયે નીય સાય મિચ્છત્તં ॥ થાવર દસ નિરય
તિગં, કસાય પણવીસતિરિયદુગં ॥ ૧૮ ॥ ઇગ

બિ તિ ચઉ જાઇઓ, કુખગઇ ઉવઘાય હુંતિ પાવસ્સ ॥ અપસથ્થં વન્ન ચઉ, અપઢમ સંઘરણ સંઠાણા ॥ ૧૯ ॥ થાવર સુહુમ અપજ્જં, સાહારણ મથિર મસુભ દુભગાણિ ॥ દુસ્સર ણાઇજ્જ જસં, થાવરદસગં તુ વિણેયં ॥ ૨૦ ॥ ઇતિ પાપતત્વમ્ ॥ ઇંદિઅ કસાય અવ્વય, જોગા પંચ ચઉ પંચ તિણ્ણિ કમ્મા ॥ કિરિઆઓ પણવીસં, ઇમાઉતા ઓ અણુક્કમસો ॥ ૨૧ ॥ કાઇય અહિગરણીઆ પાઉસિઆ પારિતાવણી કિરિયા ॥ પાણાઇવાયા રંભિય, પરિગ્ગાહિયા માયવત્તી અ ॥ ૨૨ ॥ મિચ્છા દંસણ વત્તી, અપચ્ચખાણીય દિઠ્ઠિ પુઠ્ઠી અ ॥ પાડુચ્ચિઅ સામંતો, વણીઅનેસથ્થ સાહથ્થી ॥ ૨૩ ॥ આણવણિ વિઆરણીઆ, અણભોગા અણવકંખપચ્ચઇગા ॥ અન્નાપઓગ સમુદા, ણ પિજ્જ દોસે રિઆવહિઆ ॥ ૨૪ ॥ ઇત્યાશ્રવતત્વમ્ ॥ સમઇ ગુત્તિ પરિસહા, જઇ ધમ્મો ભાવણા ચરિતાણિ ॥ પણ તિ દુવીસ દસ બાર પંચ ભેએહિં

સગવણુણા ॥ ૨૫ ॥ ઇરિયા ભાસેસણા દાણે, ઉચ્ચારે સમિઇસુઅ ॥ મણગુત્તિ વય ગુત્તિ કાય ગુત્તિ તહેવ ય ॥ ૨૬ ॥ ખુહા પિવાસા સી ઉણ્હં, દંસા ચેલા રઇથિઓ ॥ ચરિઆ નિસિહિયા સિજ્જા, અક્કો સ વહ જાયણા ॥ ૨૭ ॥ અલાભ રોગ તણ ફાસા, મલ સક્કાર પરિસહા ॥ પન્નાઅણ્ણાણ સમ્મત્તં, ઇઅ બાવીસ પરિસહા ॥ ૨૮ ॥ ખંતિ અજ્જવ, મદ્દવ મુત્તી તવ સંજમે અ બોધવ્વે ॥ સચ્ચં સોઅં આકિંચણં, ચઅં ચ બંભ ચ જઇધમ્મો ॥ ૨૯ ॥ પઢમ મણિચ્ચ મસરણં, સંસારો એગયા ય અણ્ણત્તં ॥ અસુઇત્તં આસવ સં, વરો અતહ ણિજ્જરા નવમી ॥ ૩૦ ॥ લોગ સહાવો બોહી, દુલ્લહા ધમ્મસ્સ સાહુગા અરિહા ॥ એઆઉ ભાવણાઓ, ભાવે અવ્વા પયત્તેણં ॥ ૩૧ ॥ સામાઇ અથ્થ પઢમં, છેઓવઠ્ઠાવણં ભવેબીઅં ॥ પરિહાર વિસુદ્ધીય, સુહુમં તહ સંપરાયં ચ ॥ ૩૨ ॥ તત્તો અ અહખ્ખાયં, ખાયં સવ્વમ્મિ-

જીવલોગમ્મિ ॥ જં ચરિઊણ સુવિહિઆ, વંચતિ અયરામરં ઠાણં ॥ ૩૩ ॥ ઈતિ સંવ-વરતત્વં ॥ અણુસણ મુણોઅરિઆ, વિત્તીસં-ખેવણં રસચ્ચાઓ ॥ કાયકિલેસો સંલી-ણુઆય બજ્ઝો તવો હોઇ ॥ ૩૪ ॥ પાયચ્છિ ત્તં વિણઓ, વેયાવંચ્ચંતહેવ રાજ્ઝાઓ ॥ ઝાણં ઉસ્સગ્ગો વિઅ, આભ્ભંતરઓ તવો હોઇ ॥ ૩૫ ॥ બારસવિહં તવોણિ, જ્જરાય બંધો ચઉબિગપ્પો અ ॥ પયઇ ઠિઇ અણુભા-ગો પએસ ભેએહિં નાયવ્વો ॥ ૩૬ ॥ ઈતિ નિજર્જરાતત્વમ્ ॥ પઇય સહાવોવુત્તા, ઠિઇ કાલાવહારણં ॥ અણુભાગોરસોણેઓ, પએ-સો દલસંચઓ ॥ ૩૭ ॥ પડપડિહાર સિ-મજ્જ, હડ ચિત્તકુલાલ ભંડગારીણં ॥ જહએ એસિં ભાવા, કમ્માણુવિ જાણ તહ ભાવા ॥ ૩૮ ॥ ઇહ નાણ દંસણાવર, ણ વેયમોહાઉ નામ ગોઆણિ ॥ વિગ્ધં ચ પણ નવ દુ અ, દુવીસ ચઉ તિ સય દુ પણવિહં ॥ ૩૯ ॥ નાણેઅ દંસણાવરણે વેઅણિએ ચેવ અંતરા

એઅ ॥ તીસં કોડાકોડી, અયરાણં ઠિઇ ય-
ઉક્કોસા ॥ ૪૦ ॥ સિત્તરિ કોડાકોડી, મોહ-
ણિએ વીસ નામ ગોએસુ ॥ તિત્તીસં અય-
રાઇં, આઉટ્ઠિઈ બંધ મુક્કો સા ॥ ૪૧ ॥
બારસ મુહુત જહન્ના; વેયણિએ અઠ્ઠ નામ
ગોએસુ ॥ સેસાણંતમુહુત્તં, એયં બંધઠિ-
ઇમાણું ॥ ૪૨ ॥ ઇતિ બંધતત્વં સંતપય
પરૂવણયા, દવ્વપમાણં ચ ખિત્ત ફુસણાય
॥ કાલો અંતર ભાગા, ભાવે અપ્પાબહુ
ચેવ ॥ ૪૩ ॥ સંતં સુદ્ધ પયત્તા, વિજ્જેત્તં
ખકુસુમવ ન અસંતં ॥ મુખ્ખત્તિ પયં
તસ્સ ઉ, પરૂવણા મગ્ગણાઇ હિં ॥ ૪૪ ॥
ગઇ ઇંદીઅ કાયે, જોએ વેએ કસાય નાણેય
॥ સંજમ દંસણ લેસા, ભવ સમ્મે સન્નિ
આહરે ॥ ૪૫ ॥ નર ગઇ પણિંદિ તસ ભવ,
સન્નિઅ અહખ્ખાય ખઇઅ સમ્મતે ॥ મુ-
ખ્ખો ણહાર કેવલ, દંસણ નાણે ન સેસેસુ
॥ ૪૬ ॥ દવ્વપમાણે સિદ્ધા, ણં જીવ દવ્વા-
ણિ હુતિ ણંતાણિ ॥ લોગસ્સ અસંખિજ્જે,

ભાગે ઈક્કો ય સવ્વોવિ ॥ ૪૭ ॥ ફુસણા અહિઆ કાલો, ઇગસિદ્ધ પડુચ્ચ સાઈઓણં-તો ॥ પડિવાયા ભાવાઓ, સિદ્ધાણં અંતરં નત્થિ ॥ ૪૮ ॥ સવ્વ જિયાણ મણંતે, ભા-ગે તે તેસિં દંસણ નાણં ॥ ખઇએ ભાવે પ-રિણામિએ અપુણ હોઈ જીવત્તં ॥ ૪૯ ॥ થોવા નપુંસ સિદ્ધા, થી નર સિદ્ધા કમેણ સંખગુણા ॥ ઈઅ મુખ્ખ તત્તમેઅં, નવ તત્તા લેસઓ ભણિઆ ॥ ૫૦ ॥ જીવાઈ નવ પય-ત્થે, જો જાણઈ તસ્સ હોઈ સમ્મતં ॥ ભા-વેણ સદ્દહંતો, અયાણમાણેવિ સમ્મત્તં ॥૫૧॥ સવ્વાઇં જિણેસર ભા, સિઆઈં વયણાઈ નન્નહા હુંતિ ॥ ઇહ બુદ્ધિ જસ્સ મણે, સ-મ્મત્ત નિચ્ચલં તસ્સ ॥ ૫૨ ॥ અંતો મુહુ-ત્ત મિત્તં, પિફાસિઅં હુજ્જ જેહિં સમ્મત્તં ॥ તેસિં અવડ્ઢપુગ્ગલ, પરિઅટ્ટો ચેવ સંસા-રો ॥ ૫૩ ॥ ઉસ્સપ્પિણી અણંતા, પુગ્ગલ પરિઅટ્ટઓ મુણેઅવ્વો ॥ તેણં તાતો અદ્ધા, અણાગયદ્ધા અણંત ગુણા ॥ ૫૪ ॥ જિણ

અજિણ તિથ્થ તિથ્થા, ગિહિ અન્ન સલિંગ થી નર નપુંસા ॥ પત્તેઅ સયંબુદ્ધા, બુદ્ધબો હિક્કણિક્કાય ॥ ૫૫ ॥ જિણ સિદ્ધા અરિહંતા, અજિણ સિદ્ધાય પુંડરિયપમુહા ॥ ગણહારિ તિથ્થ સિદ્ધા, અતિથ્થસિદ્ધા ય મરૂદેવી ॥ ૫૬ ॥ ગિહિલિંગ સિદ્ધ ભરહો, વક્કલચીરીય અન્ન લિગમ્મિ ॥ સાહૂ સલિંગ સિદ્ધા, થી સિદ્ધા ચંદણા પમુહા ॥૫૭॥ પું સિદ્ધાગોયમાઇ પમુહ નપુંસયા સિદ્ધા ॥ પત્તેય સયંબુદ્ધા, ભણિયા કરકંડુ કવિલાઈ ॥ ॥ ૫૮ ॥ તહ બુદ્ધ બોહિગુરૂ, બોહિયા ઇગ સમય એગ સિદ્ધાય ॥ ઇગ સમએવિ અણેગા, સિદ્ધા તે ણેગસિદ્ધાય ॥ ૫૯ ॥ જઈ આઈ હોઇ પુચ્છા, જિણાણ મગ્ગંમિ ઉત્તરં તઈયા ॥ ઇક્કસનિગોયસ્સ અણંત ભાગો ય. સિદ્ધિગઓ ॥ ૬૦ ॥ ઇતિમોક્ષ તત્વં ॥ ઇતિ શ્રી નવ તત્વં સમાસં ॥

## ॥ अथ श्री जीवविचार लिख्यते ॥

૧ જીવના ભેદ છે.

૧ સંસારી તે કર્મ સહિત.

૨ મોક્ષના તે કર્મ રહિત.

૨ સંસારી જીવના બે ભેદ છે.

૧ થાવર તે સ્થિર રહે તે.

૨ ત્રસ તે હાલે ચાલે તે.

૩ થાવર જીવના પાંચ ભેદ છે.

૧ પૃથ્વીકાય તે માટી પાષાણાદિક. ૨ અપકાય તે પાણીના જીવ. ૩ તેઉકાય તે અગ્નિના જીવ, ૪ વાઉકાય તે વાયરાના. જીવ. ૫ વનસ્પતિકાય તે ઝાડપાલાદિકના જીવ.

૪ વનસ્પતિકાય જીવના બે ભેદ છે.

૧ પ્રત્યેક—તે એક શરીરના વિષે એક જીવ હોય તે. ૨ સાધારણ—તે એક શરીરના વિષે અનંતા જીવ હોય તે.

૫ ત્રસકાયના ચાર ભેદ છે.

૧ બેરંદ્રીના તે શરીર અને જીવવાળા.
૨ તે રંદ્રીના તે શરીર, જીભ અને નાસીકાવાળા. ૩ ચૌરેંદ્રીના તે શરીર, જીભ, નાસીકા અને ચક્ષુવાળા. ૪ પંચેંદ્રીના તે શરીર, જીભ, નાસીકા ચક્ષુ અને કાનવાળા.

૬ પંચેન્દ્રી જીવના ચાર ભેદ છે.
૧ નારકી ૨ તિર્યંચ. ૩ મનુષ્ય. ૪ દેવતા.

૭ નારકી સાત છે તેનાં નામ તથા ગોત્ર.
૧ ધમા —રત્નપ્રભા. ૨ વંશા—શર્કરાપ્રભા. ૩ સેલા—વાલુકાપ્રભા. ૪ અંજણ—પંકપ્રભા. ૫ રિઠ્ઠા—ધુમપ્રભા. ૬ મધા—તમપ્રભા. ૭ માધવતી—તમતમાપ્રભા.

૮ તિર્યંચપંચેંદ્રીના ત્રણ ભેદ છે.
૧ જલચર—તે પાણીમાં રેહેનારા પ્રાણીઓ ૨ થલચર—તે જમીન ઉપર ચાલનારા પ્રાણીઓ. ૩ ખેચર—તે આકાશમાં ઉડનારા પ્રાણીઓ.

૯ મનુષ્યના ત્રણ ભેદ છે.

૧ કર્મભૂમિ ક્ષેત્રના. ૨ અકર્મભૂમિ ક્ષેત્રના. ૩ અંતરદ્વીપ ક્ષેત્રના.

૧૦ કર્મભૂમિનાં ક્ષેત્ર ૧૫ છે તેનાં નામ.

૫ ભરત ક્ષેત્ર. ૫ ઐરવ્રત ક્ષેત્ર. ૫ મહાવિદેહ ક્ષેત્ર.

૧૧ અકર્મભૂમિનાં ૩૦ ક્ષેત્ર છે તેનાં નામ.

૫ હેમવંત. ૫ ઐરણ્યવ્રત. ૫ હરિવર્ષ. ૫ રમ્યક. ૫ દેવકુરૂ. ૫ ઉત્તરકુરૂ.

૧૨ અંતદ્વીપનાં ૫૬ ક્ષેત્ર છે તે આ જંબુદ્વિપ મધ્યે હિમવંત્ અને શિખરી એવા બે પર્વત છે—એ પર્વતો મધ્યેથી પુર્વે અને પશ્ચિમે લવણ સમુદ્રમાં આઠ જગદંતા (દાઢા) નિકળ્યા છે તે એક એક ગજદંતાં ઉપરે સાત સાત ક્ષેત્રો છે.

૧૩ દેવતાના ચાર ભેદ છે.

૧ ભુવનપતિના. ૨ વ્યંતરના. ૩ જ્યોતસીના. ૪ વૈમાનીકના.

૧૪ ભૂવનપતિ દેવતાના ૧૦ ભેદ છે.

૧ અસુરકુમાર નિકાય (સ્થાનક). ૨ નાગકુમાર નિકાય. ૩ સુવર્ણકુમાર નિકાય. ૪ વિદ્યુતકુમાર નિકાય. ૫ અગ્નિકુમાર નિકાય. ૬ દ્વિપકુમાર નિકાય. ૭ ઉદધિ કુમાર નિકાય. ૮ દિશિકુમાર નિકાય. ૯ પવનકુમાર નિકાય. ૧૦ સ્તનિતકુમાર નિકાય.

૧૫ વ્યંતર દેવતાના બે ભેદ છે.

૧ વ્યંતરના. ૨ વાણુ વ્યંતરના.

૧૬ વ્યંતર દેવતાના આઠ ભેદ છે.

૧ પિશાચ. ૨ ભૂત ૩. યક્ષ. ૪ રાક્ષસ. ૫ કિંનર. ૬ કિંપુરૂષ. ૭ મહોરગ, ૮ ગંધર્વ.

૧૭ વાણુવ્યતરના આઠ ભેદ છે.

૧ અણુપન્ની નિકાય ( સ્થાનક ). ૨ પણુપન્ની નિકાય, ૩ એસીવાદી નિકાય. ૪ ભૂતવાદી નિકાયં. ૫ કંદિત નિકાય. ૬ મહાકંદિત નિકાય. ૭ કોહંડ

નિકાય. ૮ પતંગનિકાય

૧૮ જ્યોતસી દેવતાના પાંચ ભેદ છે.

૧ ચંદ્ર. ૨ સૂર્ય. ૩ ગ્રહ. ૪ નક્ષત્ર. ૫ તારા.

૧૯ વૈમાનિક દેવતાના બે ભેદ છે.

૧ કલ્પ તે આચારવાળા.

૨ કલ્પાતીત તે પોતે સ્વામી છે.

૨૦ કલ્પ તે બાર દેવલોક વાળા, તે દેવલોકનાં નામ.

૧ સુધર્મ દેવલોક. ૨ ઇશાન દેવલોક. ૩ સનતકુમાર દેવલોક. ૪ માહેંદ્ર દેવ લોક. ૫ બ્રહ્મદેવ લોક. ૬ લાંતક દેવલોક. ૭ મહાશુક્ર દેવલોક. ૮ સહસાર દેવલોક ૯ આનત દેવલોક. ૧૦ પ્રાણત દેવલોક. ૧૧ આરણ દેવલોક. ૧૨ અચ્યુત દેવલોક.

૨૧ કલ્પાતીતના બે ભેદ છે.

૧ નવ ગ્રૈયવેક.

૨ પાંચ અનુત્તર વિમાનના.

૨૨ નવ ગ્રૈયવેકના નામ.

૧ સુદર્શન. ૨ સુપ્રતિબંધ. ૩ મનોરમ. ૪ સર્વભદ્ર. ૫ વિશાળ. ૬ સુમનસ. ૭ સુમણસ. ૮ પ્રાયકર. ૯ આદિત્ય.

૨૩ પાંચ અનુત્તર વિમાનનાંનામ.

૧ વિજય. ૨ વિજયત. ૩ જયંત ૪ અપરાજિત. ૫ સર્વાર્થસિદ્ધ.

૨૪ મોક્ષના જીવના ૧૫ ભેદ છે.

૧ જિણસિદ્ધા. ૨ અજિણસિદ્ધા. ૩ તીર્થસિદ્ધા. ૪ અતીર્થસિદ્ધા. ૫ ગૃહલિંગેસિદ્ધા. ૬ અન્યલિગેસિદ્ધા. ૭ સ્વલિંગેસિદ્ધા ૮ સ્ત્રિલિંગેસિદ્ધા. ૯ પુરૂષલિંગેસિદ્ધા. ૧૦ નપુસકલિંગેસિદ્ધા, ૧૧ પ્રત્યેકબુદ્ધસિદ્ધા ૧૨ સ્વયંબુદ્ધસિદ્ધા. ૧૩ બોધબોધિતસિધ્ધા. ૧૪ એકસિદ્ધા. ૧૫ અનેકસિદ્ધા.

એ પ્રકારે જીવનો વિચાર સંક્ષેપે જાણવો. હવે એ જીવોનુ ઉત્કૃષ્ઠું દેહમાન તથા ઉત્કૃષ્ઠુ આયુમાન નીચે પ્રમાણે જાણવું:-

૨૫ પૃથ્વી કાયનું.

૧ શરીરનું ઊંચપણું-અંગુળના અસંખ્યાતમા ભાગનું.

૨ આયુષ-બાવીશ હજાર વરસનું.

૨૬ અપકાયનું.

૧ શરીરનું ઊંચપણું-અંગુળના અસંખ્યાતમા ભાગનું.

૨ આયુષ સાત હજાર વરસનું.

૨૭ તેઊકાયનું.

૧ શરીરનું ઊંચપણું-અંગુળના અસંખ્યાતમા ભાગનું.

૨ આયુષ ત્રણ અહોરાત્રનું.

૨૮ વાઊકાયનું.

૧ શરીરનું ઊંચપણું-અંગુળના અસંખ્યાતમા ભાગનું,

૨ આયુષ ત્રણહજાર વરસનું,

૨૯ સાધારણ વનસ્પતિકાયનું.

૧ શરીર-અંગુળના અસંખ્યાતમાભાગનું.

૨ આયુષ-અંતર મુહૂર્તનું.

૩૦ પ્રત્યેક વનસ્પતિકાયનું.

૧ શરીર એક હજાર જોજન અધિક. આયુષ-દશ હજાર વરસનું.

૩૧ બેરંદ્રી જીવનું.

૧ શરીર-બાર જોજનનું. ૨ આયુષ-બાર વરસનું.

૩૨ તેરંદ્રી જીવનું.

૧ શરીર—ત્રણ ગાઊનું. ૨ આયુષ-૪૯ દિવસનું.

૩૩ ચોરંદ્રીજીવનું.

૧ શરીર—ચાર ગાઊનું. ૨ આયુષ ૬ માસનું.

૩૪ પહેલી નારકીના જીવોનું.

૧ શરીર, ૭ાા ધનુષ્ય ને ૬ અંગુલનું.

૨ આયુષ, ૧ સાગરોપમનું.

૩૫ બીજી નારકીના જીવોનું.

૧ શરીર ૧૫ાા ધનુષ્ય અને ૧૨ અંગુળનું

૨ આયુષ ૩ સાગરોપમનું.

૩૬ ત્રીજી નારકીના જીવોનું.

૧ શરીર, ૩૧ા ધનુષ્યનું. ૨ આયુષ.

૩૭ ચોથી નારકીના જીવોનું.

૧ શરીર ૬૨ા ધનુષ્યનું. ૨ આયુષ ૧૦ સાગરોપમનું.

૩૮ પાંચમી નારકીના જીવોનું.

૧ શરીર ૧૨૫ ધનુષ્યનું ૨ આયુષ ૧૭ સાગરોપમનું.

૩૯ છઠ્ઠી નારકીના જીવોનું.

૧ શરીર—૨૫૦ ધનુષ્યનું. ૨ આયુષ ૨૨ સાગરોપમનું.

૪૦ સાતમી નારકીના જીવોનું

૧ શરીર—૫૦૦ ધનુષ્યનું. ૨ આયુષ ૩૩ સાગરોપમનું.

૪૧ સમુર્છિમ જલચરનું.

૧ શરીર—એક હજાર જોજનનુ ૨ આયુષ ક્રોડ પૂરવનું.

૪૨ સમુર્છિમસ્થલચરનું.

૧ શરીર—૨ થી ૯ ગાઊનું. ૨ આયુષ ૮૪૦૦૦ વરસનું.

૪૩ સમુર્છિમ ખેચરનું.

૧ શરીર ૨ થી ૯ ધનુષ્યનું. ૨ આયુષ ૭૨૦૦૦ વર્ષનું.

૪૪ ગર્ભજ જલચરનું.

૧ શરીર—૧ હજાર જોજનનું. ૨ આ-યુષ-ક્રોડ પૂરવનું.

૪૫ ગર્ભજ સ્થલચરનું.

૧ શરીર ૬ ગાઊનું ૨ આયુષ ૩ પલ્યો-પમનું.

૪૬ ગર્ભજ ખેચરનું.

૧ શરીર ૨ થી ૯ ધનુષ્યનું.

૨ આયુષ પલ્યોપમનો અસંખ્યાતમોભાગ

૪૭ સમુર્ચ્છિમ ભૂજપરી સર્પનું.

૧ શરીર-૨ થી ૯ ધનુષ્યનું.

૨ આયુષ્ય ૪૨૦૦૦ વર્ષનું.

૪૮ સમુર્ચ્છિમ ઊર પરીસર્પનું.

૧ શરીર-૨ થી ૯ જોજનનું.

૨ આયુષ્ય-૫૩૦૦૦ વર્ષનું.

૪૯ ગર્ભજ ભુજપરી સર્પનું.

૧ શરીર-૨ થી ૯ ગાઉનું.

૨ આયુષ્ય--પૂર્વ ક્રોડવર્ષનું

૫૦ ગર્ભજ ઊર પરી સર્પનું.

૧ શરીર-૧૦૦૦ જોજનનું.

૨ આયુષ્ય-પૂર્વક્રોડ વર્ષનું.

૫૧ ગર્ભજ મનુષ્યનું.

૧ શરીર ત્રણ ગાઉનું. ૨ આયુષ ત્રણ પલ્યોપમનું.

સમુર્છિમ મનુષ્યનું.

૧ શરીર અંગુળના અસંખ્યાતમાભાગનું

૨ આયુષ—અંતરમુહૂર્તનું.

૫૩ ભુવનપતિના દેવતાઓનું.

૧ શરીર સાત હાથનું. ૨ આયુષ—નવનિકાય ના દેવોનું દેશે ઊણું બે પલ્યોપમનું અને અસુર કુમારનું એક સાગરોપમથીઅધીક.

૫૪ વ્યંતર દેવતાઓનું.

૧ શરીર સાત હાથનું. ૨ આયુષ—એક પલ્યોપમનું.

૫૫ જ્યોતિષી દેવતાઓનું.

૧ શરીર સાત હાથનું.

૨ આયુષની વીગત નીચે પ્રમાણે.

૧ ચંદ્રમાનું એક પલ્યોપમ ને એક લાખ વરસ.

૨ સૂર્યનું એક પલ્યોપમ ને એક હજાર વરસ.

૩ ગ્રહનું એક પલ્યોપમ.

૪ નક્ષત્રનુ અર્ધ પલ્યોપમ.

૫ તારાનું એક પલ્યોપમનો ચોથોભાગ.

૫૬ સુધર્મ દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—સાતહાથનું. આયુષ—બે સાગરોપમનું.

૫૭ ઇશાન દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—સાતહાથનું ૨ આયુષ-બે સાગરોપમ અધિક

૫૮ સનતકુમાંર દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૬ હાથનું આયુષ —૭ સાગરોપમ.

૫૯ માહેંદ્ર દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૬ હાથનું. આયુષ—૭ં સાગરોપમ અધિકનું.

૬૦ બ્રહ્મદેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૫ હાથનું. ૨ આયુષ—૧૦ સાગરોપમનું.

૬૧ લાંતકદેવલોકના દેવતાઓનું

૧ શરીર—૫ હાથનું. ૨ આયુષ—૧૪ સાગરોપમનું.

૬૨ શુક્રદેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૪ હાથનું ૨ આયુષ—૧૭ સાગરોપમનું.

૬૩ સહસાર દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૪ હાથનું ૨ આયુષ—૧૮ સાગરોપમનું.

૬૪ આણત દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૩ હાથનું ૨ આયુષ—૧૯ સાગરોપમનું.

૬૫ પ્રાણત દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૩ હાથનું, ૨ આયુષ— ૨૦ સાગરોપમનું.

૬૬ આરણદેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૩ હાથનું ૨ આયુષ— ૨૧ સાગરોપમનું.

૬૭ અચ્યુત દેવલોકના દેવતાઓનું.

૧ શરીર—૩ હાથનું. આયુષ—૨૨ સાગરોપમનું.

૬૮ નવગ્રૈવેકના દેવતાઓનું.

૧ શરીર—૨ હાથનું.

૨ આયુષ નીચે પ્રમાણેછે.

૧ લીનું ૨૪ સાગરોપમનું ૨જીનું ૨૪ સાગરોપમનું.

૩જીનું ૨૫ સાગરોપમનું ૪થીનું ૨૬ સાગરોપમનું.

૫મીનું ૨૭ સાગરોપમનું. ૬ઠીનું ૨૮ સાગરોપમનું.

૭મીનું ૨૯ સાગરોપમનું. ૮મીનું ૩૦ સાગરોપમનું.

૬૯મીનુ ૩૧ સાગરોપમનું.

૬૯ પાંચ અનુત્તરવિમાનના દેવતાઓનું.

૧ શરીર એક હાથનું,

૨ આયુષ નીચે પ્રમાણે.

૧ પેહેલા ચારેમાં ૩૧થી ૩૩ સાગરોપમનું.

૨ સર્વાર્થસિદ્ધમાં ૩૩ સાગરોપમનું.

૭૦ શ્રી મોક્ષના જીવને.

શરીર પણ નથી અને આયુષ પણ નથી એટલે અ શરીર અને અક્ષય સ્તિથિવાળા સર્વ સિદ્ધ ભગવાનછે.

## श्री वीतरागाय नमः

## ॥ अथ ॥

## श्री नव तत्वना छुटा बोल.

---

૧ લો જીવતત્વ.*  ૨ જો અજીવતત્વ.

---

* તત્વ=સ્વરૂપ, ભેદ, પ્રકાર.

૩ જો પુન્યતત્વ. ૪ થો પાપતત્વ.
૫ મો આશ્રવતત્વ. ૬ ઠો સંવરતત્વ.
૭ મો નિર્જરાતત્વ. ૮ મો બંધતત્વ.
૯ મો. મોક્ષતત્વ

પ્રાણોને ધ.રે તે જીવ કહીએ, અથવા જ્ઞા-નાદિક ચેતના લક્ષણ સહિત તે જીવ ૧ જ્ઞાનાદિક ચેતના લક્ષણ રહીત તે અજીવ ૨. કર્મની શુભ પ્રકૃતિ તે પુન્ય ૩. કર્મની અશુભ પ્રકૃતિ તે પાપ ૪. જે થકી કર્મ આવે તે આશ્રવ ૫. જે થકી આવતાં કર્મ રોકાય તે સંવર ૬. દેશથી કર્મનો ક્ષય તે નિર્જરા ૭ જુનાં કર્મ સાથે નવાં કર્મનું ક્ષીરનીરપેઠે મળવું તે બંધ ૮. સર્વ કર્મનો ક્ષય તે મોક્ષ

૧ લા જીવતત્વના ૧૪ ભેદ
૨ જા અજીવતત્વના ૧૪ ભેદ.
૩ જા પુન્યતત્વના ૪૨ ભેદ.
૪ થા પાપતત્વના ૮૨ ભેદ.
૫ મા આશ્રવતત્વના ૪૨ ભેદ
૬ ઠા સંવરતત્વના ૫૭ ભેદ.

૭ આ નિર્જરાતત્વના ૧૨ ભેદ.

૮ આ બંધતત્વના ૪ ભેદ.

૯ આ મોક્ષતત્વના ૯ ભેદ.

તે બધા નવે તત્વના સર્વે ભેદ ૨૭૬ થયા તેમાં ૮૮ અરૂપીછે; અને ૧૮૮ ભેદ રૂપી છે. તેની વીગત નીચે પ્રમાણે—

| અંક | નામ | રૂપિ ભેદ. | અરૂપી ભેદ. | હેય*જ્ઞેયાદિ. |
|---|---|---|---|---|
| ૧ | જીવ | ૧૪ | ૦ | જ્ઞેય |
| ૨ | અજીવ | ૪ | ૧૦ | જ્ઞેય |
| ૩ | પુન્ય | ૪૨ | ૦ | ઉપાદેય |
| ૪ | પાપ | ૮૨ | ૦ | હેય |
| ૫ | આશ્રવ | ૪૨ | ૦ | હેય |
| ૬ | સંવર | ૦ | ૫૭ | ઉપાદેય |
| ૭ | નિર્જરા | ૦ | ૧૨ | ઉપાદેય |
| ૮ | બંધ. | ૪ | ૦ | હેય |
| ૯ | મોક્ષ. | ૦ | ૯ | ઉપાદેય |
| | | ૧૮૮ | ૮૮ | |

* હેય-છોડવા યોગ્ય; જ્ઞેય-જાણવા યોગ્ય; ઉપાદેય=આદરવા યોગ્ય.

## જીવની છ જાતીઓ છે.

એકવિધ—સર્વ જીવને શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ ઉઘાડો છે, તેથી સચેતન એટલે ચેતના લક્ષણવાન છે, માટે એકવિધ જાણવા.

દ્વિવિધ—ત્રસ અને થાવર—ત્રસ એટલે ચલન શક્તિમાન હોય તડકેથી છાયાએ આવે, અને છાયાથી તડકે જાય તથા ભય દેખી ત્રાસ પામે, તેને ત્રસ કહીએ. સ્થાવર એટલે સ્થીરતાવાન જાણવા. એમ સર્વ જીવ દ્વિવિધ જાણવા.

ત્રિવિધ—વેદ ત્રણ છે. સ્ત્રી વેદ, પુરૂષ વેદ, ને નપુંસક વેદ એમ સર્વ જીવ ત્રિવિધ જાણવા.

ચતુર્વિધ—ગતિ ચાર છે દેવતા મનુષ્ય, નારકી, ને તિર્યંચ. એમ સર્વ જીવ ચતુર્વિધ જાણવા.

પંચવિધ— ઇંદ્રિય પાંચ છે. એકેંદ્રિય, બેરેંદ્રિય, તેરેંદ્રિય, ચૌરેંદ્રિય, પંચેંદ્રિય, એમ

સર્વ જીવ પંચવિધ જાણવા.

ષડ્વિધ— કાય છ છે. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય; ને ત્રસકાય. એમ સર્વ જીવ ષડ્વિધ જાણવા.

એકેંદ્રિયના બે ભેદ; સૂક્ષ્મ અને બાદર.

પાંચ સ્થાવર એકેંદ્રિયછે.

સૂક્ષ્મ એટલે ચૌદરાજ્ય લોકમાં જે વ્યાપી રહ્યાછે, જે પર્વત પ્રમુખને ભેદીને જાય આવે, કોઇ વસ્તુથી છેદાય ભેદાય નહીં, અગ્નિથી બળે નહીં, એવા ચર્મદ્રષ્ટિએ અદ્રશ્ય, મનુષ્યના ઉપયોગમાં ન આવે એવા નિરતિશાથી સુક્ષ્મ નામ કર્મોદયવંતને સુક્ષ્મ કહેછે.

બાદર—જે નિયત સ્થાન વર્તી છે. પરતુ કોઈ વસ્તુને ભેદી છેદી શકે નહીં, જે બીજી વસ્તુથી છેદાય ભેદાય, જેને અગ્નિ બાળી શકે, ચર્મ દ્રષ્ટિથી જોઈ શકાય, મનુષ્યાદિક સર્વ પ્રાણીના ઉપયોગમાં આવી શકે, એવા દ્રશ્ય, સાતીશયી બાદર નામ કર્મોદયવતને બાદર કહે છે.

હવે પંચેંદ્રિય. ( ત્વચા, જીભ, નાક, ચક્ષુને કાનવાળા ) ના બે ભેદ છે. સંજ્ઞિ ને અસંજ્ઞિ

સંજ્ઞિ તે મન સંજ્ઞા સહિત.

અસંજ્ઞિ તે મન સંજ્ઞા રહિત.

બેરેંદ્રિયનો એકને તેરેંદ્રિયનો એક ચોરેંદ્રિયનો એક એ પ્રમાણે બધા મળી સાત ભેદ નીચે પ્રમાણે થયા.

| | |
|---|---|
| ૧ સૂક્ષ્મ એકેંદ્રિય | ૨ બાદર એકેંદ્રિય |
| ૩ બેરેંદ્રિય | ૪ તેરેંદ્રિય |
| ૫ ચૈરિંદ્રિય | ૬ સંજ્ઞિ પંચેંદ્રિય |
| ૭ અસંજ્ઞિ પંચેંદ્રિય. | |

ઉપલા સાતે ભેદના જીવો બે પ્રકારે છે-
૧ પર્યાપ્તા, ૨ અપર્યાપ્તા.

૧ પર્યાપ્તા=જેને જેટવી પર્યાપ્તી કહી છે, તેટલી પૂરી કીધા પછી મરણ પામે તે.
( પર્યાપ્તિ-આહારાદીક પુદ્ગલના મેળાપથી ઉત્પન્ન થયેલ પુદ્ગલ પરિણામન શક્તિ વિશેષ.

૨ અપર્યાપ્તા—જેને જેટલી પર્યાપ્તી કહી છે, તેટલી પુરી કીધા વિનાં મરણ પામે તે.

હવે જીવના ૧૪ ભેદ થયા તે નીચે પ્રમાણે.

૧ સૂક્ષ્મ એકેંદ્રિય પર્યાપ્તા.
૨ સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તા.
૩ બાદર એકેંદ્રિય પર્યાપ્તા.
૪ બાદર એકેંદ્રિય અપર્યાપ્તા.
૫ બેરેંદ્રિય પર્યાપ્તા.
૬ બેરેંદ્રિય અપર્યાપ્તા.
૭ તેરેંદ્રિય પર્યાપ્તા.
૮ તેરેંદ્રિય અપર્યાપ્તા.
૯ ચારેંદ્રિય પર્યાપ્તા.
૧૦ ચારેંદ્રિય અપર્યાપ્તા.
૧૧ સન્નિ પંચેંદ્રિય પર્યાપ્તા.
૧૨ સન્નિ પંચેદ્રિય અપર્યાત્પા.
૧૩ અસન્નિ પચેદ્રિય પર્યાત્પા.
૧૪ અસન્નિ પંચેંદ્રિય અપર્યાત્પા.

આ ચોદ ભેદ જીવતત્વના જાણવા.

હવે જીવન લક્ષણ કહે છે.

જ્ઞાન—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃ પર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, એ પાંચજ્ઞાન સમ્યક્ત્વ આશ્રયીને કહ્યાં છે. એની સાથે મતિ અજ્ઞાન શ્રુત અજ્ઞાન, • વિભંગ જ્ઞાન, તે ત્રણ અજ્ઞાન મિથ્યાત્વ આશ્રયી છે. એ બધાં મળી આઠમાંનું ગમે તે એક અથવા અધિક જ્ઞાન જેને હોય.

દર્શન—ચક્ષુ, અચક્ષુ, અવધિ, અને કેવળ, એ ચાર દર્શનમાંનું એક અથવા અધિક જેને હોય.

ચારિત્ર:—સામાયિક, છેદોપસ્થાનીય; પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય, યથાખ્યાત દેશ વિરતી અવિરતી એસાત પ્રકારના ચારિત્રમાંનું કોઇ હોય.

તપ—બે પ્રકારે, દ્રવ્ય અને ભાવ. તેમાંથી એક અથવા અધિક હોય.

વીર્ય-કરણ તથા બળ • પરાક્રમ રૂપ. એ બે માંનું એક કે વધારે જેમાં હોય.

ઉપયોગ—પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન; ને ચાર

દર્શન; એ બાર પ્રકારના સાકાર નિરાકાર રૂપ ઉપયોગમાંનો કોઇ પણ એકકે વધારે જેને હોય તેને જીવ કહીયે.

---

## એ ગુણ જીવ વિના બીજામાં હોય નહીં એ પ્રમાણે જીવનું લક્ષણ જાણવુ

હવે પર્યાપ્તા જીવોનું વર્ણન કરતાં છ પર્યાપ્તિનું સ્વરૂપ બતાવે છે. પર્યાપ્તિઃ—પુદ્ગલના ઉપચયથી થયો જે પુદ્ગલ પરિણમન હેતુ શક્તિ વિશેષ તેને પર્યાપ્તી કહે છે.

---

## પર્યાપ્તિના છ ભેદ.

૧ આહાર પર્યાપ્તિ—હરેક જીવને ભવાંતરની ઉત્પત્તિ સમયે જે શક્તિવડે આહાર લેઇને તેને રસ પણે પરિણમાવવાની જે શક્તિ વિશેષ તે.

૨ શરીર પર્યાપ્તિ—પછી રસરૂપ પરિણામ-

ને રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, તથા વીર્ય, એ સાત ધાતુપણે પરિણમાવીને શરીર બાંધવાની જે શક્તિ વિશેપ તે.

૩ ઇંદ્રિય પર્યાપ્તિ=સાત ધાતુપણે પરિણમાવ્યો જે રસ, તે જેને જેટલાં દ્રવ્ય ઇંદ્રિય જોઇયે, તેને તેટલાં ઇંદ્રિયપણે પરિણમાવવાની જે શક્તિ વિશેપ તે. ઉપરની ત્રણ પુરી કર્યા વિના કોઇ જીવ મરે નહીં.

૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ=ઉપરની ત્રણ પર્યાપ્તિ બાંધીને પછી શ્વાસોશ્વાસ યોગ્ય વર્ગણાનાં દલિક લઇ શ્વાસોશ્વાસપણે પરિણમાવીને અવલંબી મૂકવાની જે શક્તિ વિશેપ તે.

૫ ભાષા પર્યાપ્તિ=ભાષા યોગ્ય પુદ્‌ગલ લઇ, ભાષાપણે પરિણમાવીને અવલંબી મૂકવાની જે શક્તિ વિશેપ તે.

૬ મનઃ પર્યાપ્તિ=મનોવર્ગણા યોગ્ય પુદ્‌ગલ

લઇ, મનપણે પરિણમાવીને અવલંબી મૂકવાની જે શક્તિ વિશેષ તે.

## અથ અજીવતત્વ.

અરૂપી અજીવના ૧૦ ભેદ ને રૂપી અજીવના ૪ ભેદ. તેમાં અરૂપી અજીવના ૧૦. ભેદની વીગત.

૧ ધર્માસ્તિકાય ( ચલનસ્વભાવ ગુણ વાળો આસ્તિકાય=પ્રદેશનો સમુહ) ના ત્રણભેદ

૧ ખંધ ( આખો પદાર્થ. )

૨ દેશ. ( ખંધની સાથે સંબંધવાળો તેનો કેટલોક ભાગ. )

૩ પ્રદેશ ( ખંધની સાથે સંબંધ વાળો ભાગવાથી બીજો ભાગ થઇ શકે નહીં તેવો ભાગ.

૨ અધર્માસ્તિકાય ( સ્થિર રાખવાના સહજ ગુણવાળો ) ના ત્રણ ભેદ.

૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ.

૩ આકાશાસ્તિકાય=એક જગ્યાથી બીજી

જગ્યામા જતાં જે અવકાશ આપે તે.
તેના ત્રણ ભેદ.
૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ.
૧ કાળનો ભેદ સમયાદિરૂપ.

## રૂપી અજીવના ચાર ભેદ.

૧ પુદ્ગલ ખધ ૨ દેશ, ૩ પ્રદેશ. ૪ પરમાણુ ( ખંધથી ભિન્ન થએલો નિર્વિભાજ્ય ભાગ. )

ધર્માસ્તિકાય, અને અધર્માસ્તિકાય, બંને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દને રૂપ રહીત અસંખ્યાત પ્રદેશી ચઉદ રાજ લોક વ્યાપી છે. ને આકાશાસ્તિકાય લોકાલોક વ્યાપી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દને રૂપ રહિત અનંત પ્રદેશી છે, પણ પુદ્ગલાસ્તિકાય વર્ણ, ગધ, રસ, સ્પર્શ, શબ્દને રૂપ સહીત, સંચિત, અચિત, ને મિશ્ર ગમે તેવો શબ્દ, અંધકાર, પ્રકાશ, ચંદ્રમાની જયોતિ, છાયા, સૂર્યનો આતાપ ઇત્યાદિ ગુણવાળો ચૌદ રા-

જયલોક વ્યાપક, સંખ્યાત, અસંખ્યાતને અ-
નંત પ્રદેશી પૂરણ ગલન છે.

## અથ પુણ્ય તત્વ.

પુણ્ય નવ પ્રકારે બંધાય છે, ને બેતા-
ળીસ પ્રકારે ભોગવાય છે, તે કહેછે.

૧ સાધુ પ્રમુખને અન્ન દીધાથી.
૨ પાણી દીધાથી.
૩ રહેવાને સ્થાનક દેવાથી.
૪ સુવાને પાઠ પ્રમુખ દેવાથી.
૫ પેહેરવા અથવા ઓઢવાને વસ્ત્ર દીધાથી.
૬ તે વિષે મને કરી શુભ સંકલ્પ કર્યાથી.
૭ વચને કરી સ્તુત્યાદિક કર્યાથી.
૮ કાયાએ કરી સેવા કર્યાથી.
૯ હાથે કરી નમસ્કારાદિ કર્યાથી.

એ નવ પ્રકારે પુણ્ય બંધાય છે.

હવે બેતાળીશ પ્રકારે જીવ પુણ્ય ભોગવે
તે કહે છે.

૧ શાત્તાવેદનીય ( જેના ઉદયે જીવ સુખ

અનુભવે અથવા શાતા પામે તે )

૨ ઉચ્ચગોત્ર ( ઉચ્ચ કુળમાં જન્મ ધારણ કરી લોકમાં પૂજા પ્રતિષ્ઠાદિક પામે તે. )

૩ મનુષ્યની ગતિ ( જેના ઉદયે મનુષ્યની ગતિ પામે તે. )

૪ મનુષ્યની અનુપૂર્વી ( જેના ઉદયે મનુષ્યની અનુપૂર્વી પામે તે ત્રીજો ને આ બે મનુષ્યદ્વિક કહીએ ) અનુપૂર્વી ગત્યાંતરમાં વાંકા જતા બળદની નાથની પેરે સીધો લેઇ જનાર.

૫ દેવગતિ
૬ દેવની અનુપૂર્વી } આ બે જેના ઉદયે પાંમે તેને સુરદ્વિક કહીએ.

૭ પંચેંદ્રિયની જાતિ ( પંચેંદ્રિયપણું જેના ઉદયે પામીયે તે )

૮ ઔદારિક નામ કર્મ ( જેથી ઔદારીક શરીર યોગ્ય પુદ્ગલગ્રહણ કરીને તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તે આ પ્રમાણે સર્વ

શરીરને સમજવું.

૯ વૈક્રિય શરીર (જેથી વિક્રય શરીર ચોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તે.)

વૈક્રિય શરીરના બે ભેદ છે.

૧ ઔપપાતીક (દેવતાને તથા નારકીને હોય છે.)

૨ લબ્ધિ પ્રત્યયીક (તિર્યંચ તથા મનુષ્ય લબ્ધિવંતને હોય છે તે.)

૧૦ આહારક શરીર (ચૌદ પૂર્વધર મુનિરાજ તીર્થંકરની રિદ્ધિ પ્રમુખ જોવાને અર્થે એક હાથ પ્રમાણ દેહ ધારણ કરે છે તે.)

૧૧ તેજસ શરીર (આહારનું પચાવનાર તથા તેજો લેશ્યાનો હેતુ.)

૧૨ કાર્મણ શરીર (કર્મના પરમાણુ આત્મ પ્રદેશની સાથે મળવાથી ઉત્પન્ન થયેલ.)

૧૩ ઔદારિક અંગોપાંગ, શરીરના બે હાથ,

બે ભુજા, એક પીઠ. એક માથું, એક ઉદર, એક હૃદય, એ આઠ અંગ, અને આંગળાં પ્રમુખ ઉપાંગ.

૧૪ વૈક્રિય અંગોપાંગ.

૧૫ આહારક અંગોપાંગ. તૈજસ અને કાર્મણ શરીરને અંગોપાંગ નથી.

૧૬ વજ્રરીષભ નારાચ સંઘયણ (વજ્ર=ખીલી. રીષભ=પાટો. નારાચ=બે પાસા મર્કટ બંધ, તેના પર પાટો ને તે ઉપર ખીલી.)

૧૭ સમ ચતુરસ્ર સંસ્થાન.

જેના ઉદયથી પર્યંકાસન કરી બેઠા છતાં ચારે બાજુ સરખી આકૃતિ થાય, અને પોતાનાં એકસો આઠ અંગુલ પ્રમાણ દેહ ભરાય, તેની પ્રાપ્તિ તે સમ ચતુરસ્ર સંસ્થાન કહીએ.

૧૮ શુભવર્ણ (શ્વેત, રક્ત, પીત રૂપ.)

૧૯ શુભગંધ (સારી ગંધરૂપ.)

૨૦ શુભરસ (મીઠા કષાએલા રૂપ.)

૨૧ શુભ સ્પર્શ (હળવો, સુંવાળો, ઉનો, ચોપરો)
૨૨ અગુરૂલઘુ નામ કર્મ (જેના ઉદયથી મ-
ધ્યસ્થ વજનદાર શરીરની પ્રાપ્તિ થાય તે)
૨૩ પરાઘાત નામ કર્મ (જેના ઉદયથી ગમે
તેવા બળવાનને જીતવા સમર્થ થાય તે.)
૨૪ શ્વાસોશ્વાસ નામ કર્મ (જેના ઉદયથી
સુખ પૂર્વક શ્વાસોશ્વાસ લેઈ શકાય તે)
૨૫ આતાપ નામ કર્મ (જેના ઉદયથી
સુર્યના બિંબની પેઠે પરને તાપ ઉત્પન્ન
કરવાના હેતુ રૂપ તેજો યુક્ત શરીરની
પ્રાપ્તિ થાય તે.)
૨૬ ઉદ્યોત નામ કર્મ (જેના ઉદયથી ચંદ્ર
બિંબની પેઠે શીતળતાને ઉત્પન્ન કર-
વાના હેતુરૂપ તેજો યુક્ત શરીરની
પ્રાપ્તિ થાય તે.)
૨૭ શુભખગતિ (જેના ઉદયથી વૃષભ
તથા હંસની પેઠે સારો ચલન શક્તિની
પ્રાપ્તિ થાય તે.)
૨૮ નિર્માણ નામ કર્મ (જેના ઉદયથી

સુતારની પેઠે પોતાના અંગનાં સર્વ અવયવ યોગ્ય સ્થળે ગોઠવવાની શક્તિ હોય તે. )

૨૯-૩૮ ત્રસ દશક નામ કર્મ ( જેની ઉદય-થી ત્રસાદિ દશ પ્રકૃતિની પ્રાપ્તી થાય તે. ) તે ત્રસાદિ દશ નિચે પ્રમાણે—

૧ ત્રસનામકર્મ:-જેના ઉદયથી જીવને બેઇંદ્રિયાદિ શરીરની પ્રાપ્તિ થાય તે.

૨ બાદરનામકર્મ:-જેના ઉદયથી બાદર ( દેખાયતેવા ) શરીરની પ્રાપ્તિ થાય તે.

૩ પર્યાપ્તિ નામકર્મ:-( જેના ઉદયથી આપઆપણી પર્યાપ્તિ પૂરી કરે તે. )

૪ પ્રત્યેક નામકર્મ:-જેના ઉદયથી ઔ-દારિક વૈક્રિય પ્રમુખ ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ થાય, પણ અનંતા જીવ વચ્ચે એક શરીર ન પામે તે. )

૫ સ્થીર નામ કર્મ:-જેના ઉદયથી શરીરના દંતાદિક અવયવોને સ્થિરતાની પ્રાતપી હાય છે.

૬ શુભ નામ કર્મઃ- ( જેના ઉદયથી શરીરના સર્વ અવયવ સારા હોય અથવા નાભિના ઉપરનું શરીર હોય તે. )

૭ સૌભાગ્ય નામ કર્મઃ-( જેના ઉદયથી સર્વ લોકને પ્રીય થાય તે. )

૮ સુસ્વર નામ કર્મઃ- ( જેના ઉદયથી વાણીમાં કોયલના જેવી મધુરતા આવે તે)

૯ આ દેહ નામ કર્મઃ- જેના ઉદયથી લોકના વિષે માનનીય વચન થાય તે )

૧૦ યશો નામ કર્મઃ-( જેના ઉદયથી લોકને વિષે જશ કીર્ત્તિ થાય તે. )

૩૯ સુરાયુષ્યરૂપ-( જેના ઉદયથી દેવતાના આયુષ્યની પ્રાપ્તિ થાય છે તે. )

૪૦ નરાયુષ્યરૂપ-( જેના ઉદયથી મનુષ્યના આયુષ્યની પ્રાપ્તિ થાય તે. )

૪૧ તિર્યંચાયુષ્યરૂપ-( જેના ઉદયથી તિર્યંચના આયુષ્યના પ્રાપ્તિ થાયછે તે. )

૪૨ તીર્થંકર નામ કર્મ ( જેના ઉદયથી ત્રિભુવનનું પૂજ્યપણું પ્રાપ્ત થાય છે તે. )

ઇતિ પુણ્યતત્વ.

## અથ પાપતત્વ.

પાપતત્વનું વર્ણન કરતાં અઢાર પ્રકારે પાપ બંધાય તથા બ્યાશી પ્રકારે ભોગવાય તે કહે છે.

પ્રાણાતિપાત મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન. પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, મિથ્યાત્વશલ્ય, એ અઢાર પ્રકારે પાપ બંધાય.

હવે બ્યાશી પ્રકારે પાપકર્મ ભોગવાય તે કહે છેઃ—

૧ મતિજ્ઞાનાવરણીય=જેના ઉદયથી પાંચ ઇંદ્રિય તથા મનોદ્વારાએ નિયત વસ્તુનું જ્ઞાન થાય છે એવા મતિજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૨ શ્રુતજ્ઞાનાવરણીય=જેના ઉદયથી શાસ્ત્રાનુસારે જે જ્ઞાન થાય છે એવા શ્રુતજ્ઞાનનું આચ્છાદન થાય તે

૩ અવધિજ્ઞાનાવરણીય=ઇંદ્રિયાદિકની અ-

પેક્ષા વિના આત્મ દ્રવ્યને જે સાક્ષાત્ રૂપી દ્રવ્યને જાણવાનું જે જ્ઞાન તેવા અવધિજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૪ મનઃપર્યવ જ્ઞાનાવરણીય=જેના ઉદયથી સંજ્ઞિ પંચેંદ્રિયના મનોગતભાવ જાણવાનું જે જ્ઞાન થાય છે એવા મનઃપર્યવજ્ઞાનનું જે આચ્છાદન થાય તે

૫ કેવળ જ્ઞાનાવરણીય-જેના ઉદયથી પુર્વોક્ત ચાર જ્ઞાન રહિત જે એકલું નિરાવરણ જ્ઞાન હોય એવા કેવળજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

એ રીતે પાંચ પ્રકારના જ્ઞાનને જે આચ્છાદન કરે તે જ્ઞાનાવરણીય પાપકર્મ કહીએ.

૬ દાનાંતરાય=જેના ઉદયથી પોતાના ઘરમાં દેવા યોગ્ય વસ્તુ છતાં તથા દાનનું ફળ જાણતાં છતાં પણ આપી શકાય નહીં તે

૭ લાભાંતરાય=જેના ઉદયથી દાતાર છતાં દાતારના ઘરમાં વસ્તુ છતા માગનાર

ડાહ્યો છતાં પણ જે માગેલી વસ્તુ ન મળે તે.

૯-ભોગોપભોગાંતરાય=જેના ઉદયથી પોતે જુવાન છતાં સુરૂપ છતાં તથા ભોગોપભોગ્ય વસ્તુની પ્રાપ્તિ થયા છતાં પણ તે ભોગવાઈ ન શકાય તે.

૧૦ વીર્યાંતરાય=જેના ઉદયથી પોતે જુવાન રોગરહિત તથા બળવાન છતાં પણ જેથી પોતાની શક્તિ ફોરવાઈ શકાય નહીં તે.

એવી રીતે પાંચ પ્રકારે જે આડું આવે તેને અંતરાય કર્મ કહીએ.

હવે દર્શનાવરણીય કર્મના નવ ભેદ આવે છે તેમાં ચાર ભેદ દર્શનના ( સામાન્ય ઉપયોગના ) છે ને પાંચ નિદ્રાના છે તે કહે છે.

૧૧ ચક્ષુ દર્શનાવરણીય=જેના ઉદયથી આંખે કરી જે રૂપનું સામાન્યપણે ગ્રહણ થાય એવા ચક્ષુ દર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૨ અચક્ષુ દર્શનાવરણીય=જેના ઉદયથી ચક્ષુ વિના ચાર ઇંદ્રિય તથા મને કરી પોત પોતાના વિષયનું જે સામાન્યપણે ગ્રહણ થાય એવા અચક્ષુ દર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૩ અવધિ દર્શનાવરણીય=જેના ઉદયથી સામાન્યપણે જે રૂપી દ્રવ્યનું મર્યાદાપણે ગ્રહણ થાય છે. એવા અવધિ દર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૪ કેવળ દર્શનાવરણીય=જેના ઉદયથી સમસ્ત વસ્તુનું જે સામાન્યપણે દેખવું થાય છે, એવા કેવળ દર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૫ નિદ્રારૂપ=જેના ઉદયથી નિદ્રાવસ્થા થઇ ગયા પછી સુખ પૂર્વક જાગૃત અવસ્થાની પ્રાપ્તિ થાય તે.

૧૬ નિદ્રાનિદ્રારૂપ=જેના ઉદયથી નિદ્રાવસ્થા થઇ ગયા પછી દુઃખરૂપ જાગૃત અવસ્થાની પ્રાપ્તિ થાય તે.

૧૭ પ્રચલારૂપ=જેના ઉદયથી બેસતાં તથા ઉઠતાં નિદ્રા આવ્યા કરે તે.

૧૮ પ્રચલાપ્રચલારૂપ=જેના ઉદયથી હરતાં ફરતાં પણ નિદ્રા આવે તે.

૧૯ થીણદ્ધી રૂપ=જેના ઉદયથી દિવસનું ચિંતવેલુ કામ રાત્રિને વિષે નિદ્રાસમયે જાગૃતની પેઠે થાય છે. થીણદ્ધીનિદ્રાના સમયે વજ્ર રીષભના રાચ સંઘયણ વાળો પ્રાણી વાસુદેવના અર્ધબળ યુક્ત હોય છે, અને તે જીવ નરક ગામી જાણવો બીજા સંઘયણો વાળાને સહજ બમણું બળ હોય.

૨૦ નીચગોત્રરૂપ=જેના ઉદયથા પોતે રૂપવાન તથા ધનવાન છતાં નીચ કુળને વિષે ઉત્પન્ન થાય છે.

૨૧ અશાતા વેદની=જેના ઉદયથી દુઃખનો અનુભવ થાય તે.

૨૨ મિથ્યાત્વમોહનીય=જેનાં ઉદયથી વીતરાગના વચનની વિપરીત સદ્દહણા

થાય તે.

૨૩ થી ૩૨ સુધી સ્થાવરદશક=જેના ઉદય-
થી સ્થાવરદશકની પ્રાપ્તિ થાય તે.

સ્થાવરદશકની વિગત.

૨૩ સ્થાવરનામ=જેના ઉદયથી સ્થાવરપણું પ્રાપ્ત થાય, તેથી જો તાપાદિકે પીડાય તો પણ ત્યાંથી ખશી શકાય નહીં તે.

૨૪ સૂક્ષ્મનામ=જેના ઉદયે દ્રષ્ટિને અગોચર એવા સર્વ લોકમાં વ્યાપી રહેલા સૂક્ષ્મપણાની પ્રાપ્તી થાય તે સુક્ષ્મ પૃથિવ્યાદિક પાંચજ જાણવા.

૨૫ અપર્યાપ્ત નામ=જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કર્યા વિના જે મરણ પામે તે.

૨૬ સાધારણ નામ=જેના ઉદયથી અનંત જીવ વચ્ચે એક ઔદારિક શરીરની પ્રાપ્તિ થાય તે.

૨૭ અસ્થિરનામ=જેના ઉદયથી શરીરમાં

દંતાદિક અવયવ અસ્થિર હોય તે.

૨૮ અશુભનામ=જેના ઉદયથી નાભિની નીચેના અંગનો ભાગ હોય, (પાદાદિકના સ્પર્શે આગલો રોષ કરે તે.)

૨૯ દૌર્ભાગ્યનામ=જેના ઉદયથી સર્વ લોકને અળખામણો લાગે તે.

૩૦ દુઃસ્વરનામ=જેના ઉદયથી કાનને અપ્રિય લાગે એવા કાગડાના સ્વર જેવો સ્વર આવે તે.

૩૧ અનાદેયનામ=જેના ઉદયથી લોકને વિષે તેનું બોલવું કોઇ માન્ય કરે નહીં તે.

૩૨ અયશનામ=જેના ઉદયથી લોકમાં અપકીર્તિ થાય પણ કોઈ યશ બોલે નહીંતે. એ સ્થાવરદશક થયું. તે પુણ્યતત્વના ત્રસ દશકથી વિપરીતાર્થે જાણી લેવું.

૩૩ થી ૩૫ નરકત્રિક=જેના ઉદયથી નરકનું આઉખું, નરકની ગતિ અને નરકની અનુપૂર્વી પામીએ તે. સામાન્યથી ૧૬ કષાયને નવ નોકષાય એમ પચ્ચીસ કષા-

ય છે તે નીચે પ્રમાણે અનંતાનુબંધીના ચાર ભેદઃ—

૩૬ થી ૩૯ જેના ઉદયથી અનંત સંસાર બંધાય. ક્રોધ, માન, માયા, અને લોભ, એ ચાર જાવજજીવલગી કાયમ રહે સમ્યકત્વ આવવા ન દેને છેવટે નરકમાં પોહોંચાડે, તેમાં ક્રોધ પર્વતની લીંટી જેવો છે, માન પાષાણના થાંભલા જેવું છે, માયા વંશના મૂળ જેવી છે, લોભ કર્મજના રંગ જેવો છે.

અપ્રત્યાખ્યાનીયના ચાર ભેદ.

૪૦ થી ૪૩ જેના ઉદયથી થોડું પ્રત્યાખ્યાન પણ ન પામે અને ક્રોધ, માન, માયા, લોભ, એક વર્ષ સુધી કાયમ રહે છે. દેશવિરતિપણું આવવા ન દે, અંતે તિર્યંચની ગતિ આપે તે ક્રોધ સુકાએલા તળાવની રેખા જેવો છે; માન હાડકાના થાંભલા જેવું છે; માયા મેંઢાના શિંગડા જેવી છે,

લોભ ગાહ્લાની મળીના રંગ જેવો છે.

૪૩ થી ૪૭ પ્રત્યાખ્યાનીય=જેના ઉદયથી સર્વ વિરતિરૂપ પ્રત્યાખ્યાનને આચ્છાદન થાય. તેના ચાર ભેદ, ક્રોધ, માન, માયા, લોભ, એ ચાર માસ ટકે; સર્વ વિરતિરૂપ ચારિત્રનો ઘાત કરે; અંતે મનુષ્યની ગતિ અપાવે. એ ક્રોધ રેતીની લીંટી જેવો છે; માન કાષ્ટના થાંભલા જેવું છે; માયા બળદના મૂત્રની રેખા જેવી છે, ને લોભ કાજળના રંગ જેવોછે.

૪૭ થી ૫૨ સંજ્વલન-જેના ઉદયથી ચારિત્ર ધારણ કરનાર થોડુંક દીપે; એના ક્રોધ, માન, માયા, લોભ, એ ચાર ભેદ છે. એ પંદર દિવસ રહે. યથાખ્યાત ચારિત્ર ને આવરણ કરે, ને દેવગતિ આપેછે. એ ક્રોધ પાણીની રેખા જેવો છે, માન નેતરની લતા જેવું છે: માયા વાંસની છોલ જેવી છે, ને લોભ હળદરના રંગ જેવોછે. એવી રીતે ચાર ચાર ભેદે ૧૬ કષાયનું

વર્ણન કર્યું. હવે નવ નોકષાયનું વર્ણન કરે છે. નોકષાય-જે કષાયને સહચારી હોય તે કષાયને ઉત્પન્ન કરનાર.

૫૨ થી ૫૭ હાસ્યષટક-જેના ઉદયથી એક વસ્તુ નિમિતે, બીજું નિમિત વિના એ બે પ્રકારે હાસ્ય રતિ, અરતિ, શોક, ભય, તથા દુગંછાની ઉત્પત્તિ થાય તે.

૫૮ પુરૂષવેદ-જેના ઉદયથી સ્ત્રી ભોગવવાની ઇચ્છા થાય તે તૃણની અગ્નિ જેવો.

૫૯ સ્ત્રી વેદ-જેના ઉદયથી પુરૂષ ભોગવવાની ઇચ્છા થાય, તે બકરીની લીંડીઓની અગ્નિ જેવો

૬૦ નપુંસક વેદ-જેના ઉદયથી સ્ત્રી, પુરૂષ, બને ભોગવવાની ઇચ્છા થાય તે નગર દાહ જેવો.

૬૧ થી ૬૨ તિર્યંચની ગતિ અને તિર્યંચની અનુપૂર્વિ જેના ઉદયથી મળે તે.

૬૩ એકેંદ્રિય જાતિ-જેના ઉદયથી પૃથ્વી કાયાદિક પાંચ સ્થાવરની જાતિના શરિરની

પ્રાપ્તિ થાય તે.

૬૪ બેઇંદ્રિયજાતિ-જેના ઉદયથી શંખ પ્રમુખ જીવોની જાતિનું શરીર મળે તે.

૬૫ તેરેંદ્રિયજાતિ=જેના ઉદયથી જૂ, માંકણ, આદિક જાતિનું શરીર મળે તે.

૬૬ ચઉરેંદ્રિય જાતિ=જેના ઉદયથી વીંછી આદિક જાતિના શરીરની પ્રાપ્તિ થાય તે.

૬૭ અશુભ વિહાયોગતિ=જેના ઉદયથી ઉંટ અથવા ગધેડાની પેઠે નરસી ગતિ મળે છે.

૬૮ ઉપઘાત નામ કર્મ=જેના ઉદયથી પોતાના જીભ, દાંત, હરસ, રસોળી, પ્રમુખ અવયવે કરી પોતેજ હણાય તે.

૬૯ થી ૭૨ અપ્રશસ્ત વર્ણ ચતુષ્ક=અશુભવર્ણ =કાળો રંગ, નીલો રંગ, અશુભ ગંધ=ખરાબ ગંધ. અશુભરસ=તીખો, કડવો; અશુભસ્પર્શ=ભારે, બરસટ, શીત, લુખો જે વડે મળે તે.

૭૩ થી ૭૭ અપ્રથમ સંઘયણ=પહેલા વિના

પાંચ સંઘયણની પ્રાપ્તિ હોય તે.

૭૩ રીષભ નારાચ સંઘયણ ( જેના બે પાસાંએ મર્કટ બંધ ઉપર પાટો હોય તે.)

૭૪ નારાચ સંઘયણ ( જેને બે પાસે કેવળ મર્કટ બંધ હોય તે.

૭૫ અર્ધ નારાચ સંઘયણ (જેને એક પાસે કેવળ મર્કટ બંધ હોય અને બીજે પાસે ખીલી હોય તે.)

૭૬ કીલિકા સંઘયણ ( જ્યાં માંહોમાંહે હાડકાંને એક ખીલીનો બંધ હોય તે. )

૭૭ છેવઠ્ઠુ સંઘયણ ( ખીલી વિના માંહોમાંહે અમસ્તાં અડકી રહ્યાં હોય તે. )

૭૮ થી ૮૨ અપ્રથમ સંસ્થાન=જેના ઉદયથી પેહેલા વિના નીચેનાં પાંચ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે.

૭૮ ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન ( વડની માફક નાભિ ઉપર સુલક્ષણ યુક્ત ને નાભિ નીચે નિર્લક્ષણવંત હોય તે.

૭૯ સાદિ સંસ્થાન=નાભિ નીચેનું અંગ સારૂં પણ નાભિ ઉપરનું નરસું તે.

૮૦ વામન સંસ્થાન=ઉદર પ્રમુખ લક્ષણો-પેત; ને હાથ, પગ, માથું કટી પ્રમુખ પ્રમાણ રહિત હોય તે.

૮૧ કુબ્જ સંસ્થાન ( હાથ, પગ, માથું કટી પ્રમુખ પ્રમાણોપેત અને ઉદર પ્રમુખ હીન હોય તે. )

૮૨ હુંડક સંસ્થાન ( સર્વ અવયવ અશુભ હોય તે. ) આ પ્રમાણે સર્વ મળી પાપ તત્વના બ્યાશી ભેદ થયા.

## અથ આશ્રવ તત્વ.

આશ્રવ તત્વના ૪૨ ભેદ છે તે કહે છે. જેણે કરીને આત્મા વિષે કર્મોનું આવવું થાય તેને આશ્રવ કહીએ.

પાંચ ઇંદ્રિ.

૧ ફરસ ઇંદ્રિ ( સ્પર્શ કરનાર ઇંદ્રિ )
૨ રસ ઇંદ્રિ (જીભ) ૩ ઘ્રાણેંદ્રિ ( નાસિકા )
૪ ચક્ષુ ઇંદ્રિ (આંખ) ૫ શ્રોત ઇંદ્રિ (કાન)

ચાર કષાય.

૬ ક્રોધ ( ગુસ્સો ) ૭ માન ( અભિમાન )

૮ માયા (કપટ )

૯ લોભ ( ઘણું મેળવવાની ઇચ્છા. )

પાંચ અવ્રત.

૧૦ પ્રાણાતિપાત ( પ્રાણનો નાશ )

૧૧ મૃખાવાદ ( જૂઠું ) ૧૨ અદત્તાદાન ( ચોરી )

૧૩ મૈથુન ( સ્ત્રી સેવન )

૧૪ પરિગ્રહ ( વસ્તુનો સંગ્રહ )

ત્રણ યોગ.

૧૫ મનયોગ ( શુભ અશુભની અંદર મનને જોડવું તે. )

૧૬ વચનયોગ ( શુભ અશુભની અંદર વચનને જોડવું તે. )

૧૭ કાયયોગ ( શુભ અશુભની અંદર કાયાને જોડવી. )

પચીસ ક્રિયા.

૧૮ કાયિકી ક્રિયા (કાયાને અજયણાએ પ્રવર્તાવતાં લાગે તે. )

૧૯ અધિકરણિકી ક્રિયા (ઘરનાં ઉપગરણાદિ અધિકરણ કરી જે જીવોનું હનન કરવું.)

૨૦ પ્રાંદ્વેષિકી ક્રિયા ( જીવ અજીવ ઉપર દ્વેષનો વિચાર કરવો તે.)

૨૧ પારિતાપનિકી ક્રિયા ( પોતાને તથા પરને જે પરિતાપ ઉપજાવવો તે.)

૨૨ પ્રાણાતિપાતિકી ક્રિયા ( એકેંદ્રિ આદિક જીવને હણવો હણાવવો તે.)

૨૩ આરંભિકી ક્રિયા ( ખેતી પ્રમુખની જે ઉત્પત્તિ કરવી કરાવવી તે.)

૨૪ પરિગ્રહિકી ક્રિયા ( ધનધાન્યાદિક નવ વિધ પરિગ્રહ મેળવતાં તથા તેની ઉપર મોહ કરતાં જે ક્રિયા લાગે તે.)

૨૫ માયા પ્રત્યયિકી ક્રિયા ( માયાએ કરી બીજાને ઠગવું તે.)

૨૬ મિથ્યાદર્શન પ્રત્યયિકી ક્રિયા ( જીન વચન અણસદહતો થકો જે વિપરીત પ્રરૂપણા કરતાં લાગે તે.)

૨૭ અપ્રત્યાખ્યાનિકી ક્રિયા (અવિરતિયે કરી પચ્ચખાણ કીધા વિના જે સર્વ વસ્તુની ક્રિયા લાગે તે.)

૨૮ દ્રષ્ટિકી ક્રિયા (કૌતુકે કરી અશ્વ પ્રમુખને જોવું તે.)

૨૯ સ્પૃષ્ટિકી અથવા પૃચ્છિકી ક્રિયા (રાગને વશે કરીને જે પુરૂષ, સ્ત્રી, ગાય, બળદ, વસ્ત્ર પ્રમુખ સુકુમાર વસ્તુને સ્પર્શ કરવું તેથી જે ક્રિયા લાગે તે અથવા પૂછવાથી લાગે તે.)

૩૦ પ્રાતિત્યકી ક્રિયા=બીજાને ઘેર હસ્તી, ઘોડા, વસ્ત્ર, ભૂષણ પ્રમુખ દેખી દ્વેષ કરે, જે એ વસ્તુ એની પાસે કેમ, એવું ચિંતવી કર્મ બંધ કરે તે.

૩૧ સામંતોપનિપાતિકી ક્રિયા=પોતાના ઘોડા પ્રમુખને જોવા આવેલા લોકોને પ્રશંસા કરતા જોઇને જે હર્ષ આણવો તે; અથવા દૂધ દહીં ઘી તેલનાં વાસણ ઉઘાડાં મૂક્યા થકી તેમાં જે ત્રસ જીવ આવી

પડે તેથી જે લાગે તે.

૩૨ નૈસૃષ્ટિકી ક્રિયા (જે પરોપદેશિત પાપમાં ઘણો કાળ પ્રવર્તે તે પાપની ભાવથી અનુમોદના કરે તે.)

૩૩ સ્વહસ્તિકી ક્રિયા (પોતાના હાથથી જે કરે તે.)

૩૪ આજ્ઞાપનિકી ક્રિયા (શ્રી અરિહંત ભગવાનની આજ્ઞા ઉલ્લંઘન કરી પોતાની બુદ્ધિથી જીવાજીવાદિપદાર્થની પ્રરૂપણા દ્વારાએ જે ક્રિયા લાગે તે.)

૩૫ વૈદારણિકી ક્રિયા (બીજાનાં અછતાં માઠાં આચરણને પ્રકાશ કરી, તેની પૂજાનો નાશ કરવો, તેથી ઉત્પન્ન થયેલી જે ક્રિયા તે,) કાંઇ સચિત વા અચિત ફળાદિક વિદારવાથી લાગે તે.

૩૬ અનાભોગિકી ક્રિયા (આભોગ એટલે ઉપયોગ તેથી જે વીપરીત હોય, તેને અનાભોગ કહીએ; તેણે કરીને ઉપલક્ષિત જે ક્રિયા તે.)

૩૭ અનવકાંક્ષા પ્રત્યયિકી ક્રિયા (પોતાની તથા પરની જે અપેક્ષા કરવી તેનું નામ અવકાંક્ષા, તેથી જે વીપરીત તે અનવકાંક્ષા; તેજ છે પ્રત્યય કે૦ કારણ જેનું, એટલે પરમેશ્વરે કહેલી જે કરવા યોગ્ય વિધિયો તેમાંની કોઈ કોઈ પોતાને તથા કોઇ પરને હીતકારી છે તે વિધિમાં પ્રમાદના વશથી અનાદર કરવો, તે અનવકાંક્ષા પ્રત્યયિકી ક્રિયા.)

૩૮ પ્રાયોગિકી ક્રિયા (પ્રયોગ તે દોડવા ચાલવાદિ કાયાનો વ્યાપાર; હિંસાકારી કઠોર જૂઠાદિક બોલવું તે વચનનો વ્યાપાર; ત્રીજો પરાભિદ્રોહ ઇર્ષ્યા અભિમાનાદિ મનનો વ્યાપાર, તે ત્રણ કરવાં તે.)

૩૯ સમુદાન ક્રિયા (જેણે કરીને વિષય ગ્રહણ કરીએ તે સમાદાન ઇંદ્રિય છે; તેનો જે દેશથી અથવા સર્વથી ઉપઘાતરૂપ વ્યાપાર એટલે આદેશ દઇને નિકાડાદિક કરાવે તે.)

૪૦ પ્રેમપ્રત્યય ક્રિયા ( માયા તથા લોભે કરી સામાને પ્રેમ થાય તે. )
૪૧ દ્વેષપ્રત્યયિકી ક્રિયા ( ક્રોધ તથા માને કરી સામાને દ્વેશ ઉત્પન્ન થાય તે. )
૪૨ ઇર્યાપથિકી ક્રિયા ( ચાલવાથી જે ક્રિયા થાય તે; ) એ ક્રિયા માંહેલી કેટલી એક ક્રિયાઓ આપસમાં સરખી જણાય છે પણ સરખી ન સમજવી.

## અથ સંવર તત્વ.

સંવર તત્વના સત્તાવન ભેદ છે તેની વિગત નિચે પ્રમાણે:—

જેણે કરી નવાં કર્મો આવતાં રોકાય તે સંવર. તે બે ભેદે. એક દ્રવ્ય તે નવા કર્માનું રોકાવવું તે. બીજું ભાવ તે સમિતિ પ્રમુખ પણે કરી પરિણામને પામ્યું જે શુદ્ધ ઉપયોગ રૂપ દ્રવ્યપણું તેથી ભાવ કર્મના રોધક આત્માના પરિણામ થાય છે તે. તેમાં પ્ર-

અષ્ટ પાંચ સમિતિ [ સમ્યક્ ચેષ્ટા. ]

૧ ઇર્યાસમિતિ ( જવા આવવાને વિષે જયણા સહીત ઉપયોગ રાખવો તે. )

૨ ભાષા સમિતિ ( બોલવામાં સમ્યક્ પ્રકારે ઉપયોગ રાખવો તે. )

૩ એષણા સમિતિ ( બેંતાળીસ દોષ રહિત આહારાદિકની ગવેખણા કરવી તે. )

૪ આદાન નિક્ષેપણ સમિતિ ( બેસતાં, ઉઠતાં, લેતાં, ને મુકતાં, પુંજવા, પ્રમાર્જવાનો ઉપયોગ રાખવો તે. )

૫ પારિષ્ઠાપનિકા સમિતિ ( મળમુત્રાદિકને પરઠવતાં શુદ્ધ ભુમિ જોવાનો ઉપયોગતે. )

ત્રણ ગુપ્તિ ( ગુપ્તિ=યોગને ગોપવવા તે. )

૬ મનોગુપ્તિ ( મનને ગોપવવું તે. )

૭ વચન ગુપ્તિ ( વચનને ગોપવવું તે. )

૮ કાયા ગુપ્તિ ( કાયાને ગોપવવી તે. )

આ આઠ બોલ ચારિત્રનો નિર્વાહ કરવાને માતા સમાન છે. માટે તેને પ્રવચન માતા કહે છે.

બાવીસ પરિસહ. ( પરિસહ=સર્વ પ્રકારે કર્મ નિર્જરાને અર્થે જે દુઃખ સહન કરવું તે.)

૯ ક્ષુધા પરિસહ=ભુખથી ઉત્પન્ન થતી વેદના સહન કરવી તે.

૧૦ પીપાસા પરિસહ ( તરસથી થતી વેદના સહન કરવી તે.)

૧૧ શીત પરિસહ=ટાઢથી થતી વેદના સહન કરવી તે. )

૧૨ ઉષ્ણ પરિસહ ( તાપથી થતી આતાપના સહન કરવી તે. )

૧૩ ડંસ પરિસહ ( જુ, માંકડાદિનો ડંસ સમભાવે સહન કરવો તે. )

૧૪ અચેલક પરિસહ=જુનાં વસ્ત્રથી ખેદ ન પામે નવાથી હર્ષ ન પામે તે. )

૧૫ અરતિ પરિસહ ( શીતાદિકના સંભવે કરી ઉત્પન્ન થતી અરતિ સહન કરવી તે.)

૧૬ સ્ત્રી પરિસહ ( સ્ત્રીઓનાં અંગોપાંગ હાવભાવને દેખી પોતાના મનને સ્થિર

રાખવું તે.)

૧૭ ચર્યા પરિસહ (આળસ રહીત થઇ ગામોગામ વિહાર કરવો તે.)

૧૮ નિષિધિકી પરિસહ શુન્ય ઘર સ્મશાનાદિકમાં કાઉસ્સગ્ગાદિ કરતાં સિંહાદિકનો ભય ઉપને ડરે નહીં તે )

૧૯ શય્યા પરિસહ ( ચડતાં ઉતરતાં ઉંચી નીચી, શીત, ઉષ્ણ, સુકોમળ અથવા કઠણ ભૂમી અથવા આસન પામી ઉદ્વેગ કરે નહીં પણ સમ્યક્ પરિણામે દુઃખ સહન કરે તે.)

૨૦ આક્રોશ પરિસહ ( ક્રોધનાં વચન સાંભળીને સાંખી રહેવાં તે.)

૨૧ વધ પરિસહ ( પાટુ, ચાબુક તથા લાકડીના પ્રહારથી અથવા વધથી પણ પોતે લગારે રોષ ન આણતાં સમપરિણામે સહન કરે તે.)

૨૨ યાચના પરિસહ ( ચક્રવર્ત્યાદિ સંજમ લઇને નીચઉચ્ચ કુળે ભિક્ષા લેવા જતાં

લજ્જા ન આણુ તે. )

૨૩ અલાભ પરિસહ (કાંઇ પણ ચીજની યાચના કરતાં ગૃહસ્થને ત્યાં હુએ છતે તેં ન આપે તો તે ઉદ્વેગ ન ધરે, અનિષ્ટ ચિંતવે નહીં, બોલે નહીં, પણ તે નકાર સમતા ભાવે સહન કરે તે.)

૨૪ રોગ પરિસહ ( રોગની ઉત્પત્તિ થયે છતે અત્યંત વેદના થાય તો પણ આર્તધ્યાન ન કરતાં સમ્યક્ પ્રકારે સહન કરે તે. )

૨૫ તણફાસ પરિસહ ( દાભની • શય્યાએ સુતાં તૃણના અગ્રભાગ ભોંકાવાથી વેદના થાય તે સમ્યક પ્રકારે સહેવી તે)

૨૬ મલ પરિસહ ( તૃણના સ્પર્શે પરશેવાના સંજોગે મેલ થાય ને દિલ ગંધાય તો પણ સ્નાનની ઇચ્છા ન કરે, અથવા હું આથી ક્યારે છૂટીસ એવી ઇચ્છા ન કરે તે. ) •

૨૭ સત્કાર પરિસહ (આદર સત્કાર મળવાથી

ઉત્કર્ષ ન આણુવો અને ન મળવાથી વિખવાદ ન પામવો તે.)

૨૮ પ્રજ્ઞા પરિસહ ( વિશેષ કરી શ્રુતનો જાણુ હોય તેથી કોઈના પૂછ્યાનો ઉત્તર ઝટ દેવાની શક્તિ હોય તેથી બહુ માન થાય. તે જય દેખી પોતે ગર્વ ન ધરે અને તેના અભાવે ખેદ ન ધરે તે.)

૨૯ અજ્ઞાન પરિસહ ( વસ્તુનું તત્વ શ્રુત જ્ઞાને જાણવું જેનામાં નથી તો પણ દીનતા ન દાખતાં એમ વિચારે જે એતો માહરે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય છે તે ભોગવવાથી અથવા તપ અનુષ્ટાનથી દુર થશે, પણ ઉદ્વેગ ન ધરે તે. )

૩૦ સમ્યકત્વ પરિસહ ( પુર્વોક્ત અજ્ઞાનને લીધે શાસ્ત્રની ઝીણી વાતોમાં તથા દેવ, ગુરૂ, ધર્મની અસદ્દહણા કરવી નહીં; તથા શાસ્ત્રમાં દેવતા ઇંદ્રાદિક સમ્યકદ્રષ્ટિ સાંભળીએ છીએ, પણ તે સાનિધ્યકારી થતા નથી, માટે હશે કે નહીં હોય તેવો

વહેમ ન આણવો, તથા અન્ય મતીઓ
ની રિદ્ધિ વૃધ્ધ્યાદિક ઉન્નતિ તથા તપશ્ચ-
ર્યાદિક કષ્ટ દેખી મુઢ થવું નહીં તે. )

ઉપરના બાવીસ પરિસહ સમભાવે સ
હેવા તે સંવર. દશ પ્રકારે યતિ ધર્મ તે ક-
હે છે.

૩૧ ક્ષમાધર્મ ( ક્રોધનો જે અભાવ તે. )
૩૨ માર્દવ ધર્મ (માનનો જે ત્યાગ તે નમ્રતા.)
૩૩ આર્યવ ધર્મ(કપટ રહીતપણું તે સરળતા.)
૩૪ મુક્તિધર્મ ( નિર્લોભતા તે. )
૩૫ તપધર્મ ( ઇચ્છાનો જે નિરોધ તે. )
૩૬ સંજમ ધર્મ ( પ્રાણાતિપાતાદિક પાંચનું
જે વિરમણ, પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ, ચા
ર કષાયનો જય, ત્રણ દંડની નિવૃત્તિ,
એ સત્તર ભેદ સંજમ ધર્મ. )
૩૭ સત્યધર્મ ( સાચું બોલવું તે. )
૩૮ શૌચ ધર્મ ( બેંતાળીસ દોષ રહીત ભા
ત પાણી પ્રમુખ અહાર લેવો તે. સર્વ
દ્રવ્યથી શૌચ; અને આત્માના જે શુદ્ધ

અધ્યવસાય કષાયાદિકે રહિત શુદ્ધ પ-
રિણામની વૃદ્ધિ તે ભાવ શૌચ; અથવા
મન વચન અને કાયા શુદ્ધ રાખવાં, સં
જમને વિષે નિરતિચાર પણું, તથા જીવ
અદત્ત, સ્વામી અદત્ત, ગુરૂ અદત્ત, અને
તિર્થંકર અદત્ત, એ ચાર પ્રકારની ચો-
રીનો ત્યાગ કરવો તે. )

૩૯ અકિંચન ધર્મ ( સમસ્ત પરિગ્રહ ત્યાગ-
રૂપ મૂર્છા રહિત થવું તે. )

૪૦ બ્રહ્મચર્ય ધર્મ ( નવ પ્રકારે ઔદારિક
સંબધી તથા નવ પ્રકારે વૈક્રિય સંબધી
મૈથુનનો ત્યાગ કરવો તે. )

ઉપર બતાવેલા દશ ગુણ સહીત હોય
તે યતિ જાણવો.

હવે બાર ભાવનાનું વર્ણન ચાલે છે.

૪૧ અનિત્ય ભાવના ( લક્ષ્મી, યૌવન, કુટું-
બ, પરિવાર, તથા આઉખા પ્રમુખને વિ
ષે જે અનિત્યતાની ભાવના ભાવવી
એટલે સંસારના સર્વ પદાર્થ તે કુસના

અગ્રભાગ ઉપર રહેલા પાણીના બીંદુની
માફક અસ્થિર જાણવા તે. )

૪૨ અશરણ ભાવના ( સંસારમાં જન્મ જરા
મરણના ભયથી રાખવાને એક ધર્મ વિ-
ના બીજું કોઈ શરણ નથી એવું જે
ભાવવું તે. )

૪૩ સંસાર ભાવના ( માતા તે સ્ત્રી થાય,
સ્ત્રી તે માતા થાય, પિતા તે પુત્ર થાય,
પુત્ર તે પિતા થાય ઇત્યાદિ આજીવે સં-
સારને વિષે સર્વ ભાવનો અનુભવ કર્યો
છે એવું જે ભાવવું તે )

૪૪ એકત્વ ભાવના ( આ જીવ સંસારમાં
એકલો આવ્યો છે, ને એકલો જશે એવું
ભાવવું તે. )

૪૫ અન્યત્વ ભાવના ( આત્મા જ્ઞાન સ્વરૂપ
છે, અને શરીર જડ છે, માટે પરસ્પર
ભિન્ન છે; આત્મા શરીર નથી, અને શ-
રીર આત્મા નથી; આત્માથી શરીર તે-
મજ ધન તથા સ્વજનાદિક અન્ય છે,

એવું ભાવવું તે.)

૪૬ અશુચિ ભાવના (રસ, રૂધીર, માંસ, હાડકાં, વીર્ય, પરૂ વીગેરેથી ભરેલું શરીર છે તથા તેનાં (પુરૂષ તથા સ્ત્રી આંશ્રી) નવ તથા બાર દ્વારે સદા વહ્યાં કરે છે ને તે કોઈ દહાડો પવિત્ર થતું નથી એવું ભાવવું તે.)

૪૭ આશ્રવ ભાવના (ઇંદ્રીય પાંચ, કષાય ચાર, અવ્રત પાંચ પ્રાણાતિપાતાદિક, જોગ ત્રણ ક્રિયા પચીસ એ ભેદે કરીને કર્મ બંધાય છે તથા દયા દાનાદિકે શુભ અને વિષય કષાયાદિકે અશુભ કર્મ બંધાય છે એવું જે ભાવવું તે.)

૪૮ સંવર ભાવના (જે જે સંવર આદરવા થકી જે જે આશ્રવ રોકાય તે તે સંવરનું આદરવું અને આશ્રવનું રોકવું તે સંવર ભાવના.

૪૯ નિર્જરાભાવના (સંકીર્ણ સ્થાનકના યોગે

જેમ કેરી પાકે છે તેમ બાર પ્રકારના તપે કરી કર્મને પચાવવું એટલે પૂર્વકૃત કર્મને સાડવું તે રૂપ નિર્જરા સકામ તથા અકામ એ બે પ્રકારે છે, એવી જે ભાવના ભાવવી તે.

૧૦ લોક સ્વરૂપ ભાવના (કેડ ઉપર બે હાથ દઇને બન્ને પગ પસારીને ઉભેલા પુરૂષના જેવો જેનો સમ આકાર ષટ દ્રવ્ય આત્મક છે, પૂર્વ પર્યાય વિણસે, નવા પર્યાય ઉત્પન્ન થાય, અને દ્રવ્યપણે નિશ્ચલ એમ ઉત્પાદ, વ્યય, તથા ધ્રુવ સ્વરૂપ ચૌદ રાજલોક છે, જેનું નીચેનું તળીયું ઉંધા વાળેલા મલ્લક [ચપણિયા] સરખું, મધ્ય ભાગ ઝાલર, સરખો, ઉપરનો ભાગ મૃદંગ સરખો, એવો શાશ્વત છે, ઇત્યાદિક જે લોક સ્વરૂપની ભાવના કરવી તે.)

૧૧ બોધિ દુર્લભ ભાવના (જીવને સંસારમાં ભ્રમતાં અનંતા પુદ્ગલ પરાવર્ત થઇ

ગયા તેમાં અનંતીવાર ચક્રવર્તી આદિ-
ની ઋદ્ધી મળી તથા યથાપ્રવૃત્તિકરણને
યોગે કરી અકામ નિર્જરાવડે પુણ્યના
પ્રયોગથી મનુષ્ય ભવ, આર્યદેશ, નિ-
રોગી કાયા, ધર્મ શ્રવણની જોગવાઈ
પામ્યો તો પણ સમ્યકત્વ પામવું અતિ
દુર્લભ છે; એવી જે ભાવના ભાવવી તે.)

૧૨ ધર્મ ભાવના (આ દુસ્તર સંસાર સ-
મુદ્રમાંથી તારવાને પ્રવહણ સમાન તે
શ્રી જીન પ્રણીત દશ પ્રકારે ક્ષમાદિક
શુદ્ધ ધર્મ તથા જ્ઞાન દર્શન ચારિત્ર એ
રત્નત્રયાત્મક ધર્મ પામવો દુર્લભ છે,
તથા તે ધર્મના સાધક અરિહંતાદિક તે
પણ આ સંસારમાં પામવા દુર્લભ છે,
એવું ચિંતવવું તે.

ઉપર કહેલી બાર ભાવના તથા દરેક
વ્રતની પાંચ પાંચ એવી પાંચ મહાવ્રતની
પચીસ તથા મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય, અને ઉ-

પેક્ષા, એ બધી ભાવના શુદ્ધ મને પ્રમાદ રહીતપણે ભાવવી.

પાંચ પ્રકારે ચારિત્ર.

૧ સામાયક ચારિત્ર (રાગ દ્વેષ રહીત પણાને વાસ્તે જવું તે અથવા જ્ઞાન દર્શન ચારિત્રનો જ્યાં લાભ થાય તે.) તે બે ભેદ. ૧ દેશ વિરતિ ૨ સર્વ વિરતિ, સર્વ સાવદ્ય યોગ ત્યાગરૂપ અને નિર્વદ્ય યોગ સેવનરૂપ દેશે કરી શ્રાવકને અને સર્વે કરી સાધુ મુનિરાજને હોય.

૨ છેદોપસ્થાપનિય, (પૂર્વ પર્યાયનો છેદ કરવો અને આચાર્યે આપેલું પંચ મહાવ્રત રૂપપણું જે મહાવ્રતને વિષે હોય,) તે બે ભેદ.

૧ સાતિચાર (મૂળ ગુણઘાતીને પ્રાયશ્ચિતરૂપ.)

૨ નિરતિચાર (નવદિક્ષિત શિષ્યને છજીવણીયા અધ્યયન ભણ્યા પછી

હોય અથવા બીજા તીર્થ આશ્રયી, તે જેમ શ્રી પાર્શ્વનાથ સ્વામીના તીર્થથી વીરસ્વામીના તીર્થે આવી ચાર મહાવ્રત રૂપ ધર્મ ત્યાગી પંચમહાવ્રત રૂપ ધર્મ આદરે તે.

૩ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર ( વિશેષે તપ કરવાથી કર્મની નિર્જરા જે ચારિત્રને વિષે હોય તે. )

તેના બે ભેદ છે.

૧ નિર્વિશ માનસિક ( ચાર જણ વિવક્ષિત ચારિત્રના આસેવક એ કલ્પમાં પ્રવર્તતા હોય તેનું ચારિત્ર તે. )

૨ નિર્વિષ્ટકાયિક ( ચાર જણ તેના અનુચારી હોય તેને હોય તે. )

૪ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર ( સુક્ષ્મ છે કષાય તે જેને વિષે તે. ઉપશમ શ્રેણીએ કર્મ ઉપશમાવતાં, અને ક્ષપક શ્રેણીએ કર્મ ખપાવતાં હોય, ત્યાં નવમે ગુણઠાણે

લોભના સંખ્યાતા ખંડ કરી તેને ઉપશમ શ્રેણીવાળો જે હોય તે ઉપસમાવે અને ક્ષપકવાળો તે સંખ્યાતા ખંડ માંહેલો જે વારે છેલ્લો એક ખંડ રહે તેના અસંખ્યાત સુક્ષ્મ ખંડ કરીને, દશમે ગુણઠાણે ઉપશમાવે અથવા ક્ષપક હોય તે ખપાવે તે દશમા ગુણઠાણાનું નામ અને ચારિત્રનું નામ પણ સૂક્ષ્મ સંપરાય છે. તેના બે ભેદ; તે પેહેલું વિશુદ્ધ માનસિક તે શ્રેણી ચઢતાને હોય. બીજું સંકિલષ્ટ માનસિક તે ઉપશમ શ્રેણીથી પડતાને હોય.

૫ યથાખ્યાત ચારિત્ર (સર્વથા પ્રકારે કષાય રહીતપણું તે.) તે બે ભેદ.

૧ છાદ્મસ્થિક તે છદ્મસ્થ ઉપશમિકને અગ્યારમે ગુણઠાણે અને ક્ષપકને બારમે ગુણઠાણે હોય.

૨ કૈવલિક તે કેવળીને તેરમે ને ચૌદમે ગુણઠાંણે હોય. એ ચારિત્ર એવું છે કે જેથી મોક્ષ સ્થાનક પામે. ॥ ઇતિં ॥

# અથ નિર્જરા તત્ત્વ.

નિર્જરા બાર પ્રકારના તપવડે થાય છે. ૬ પ્રકારે બાહ્ય તપ અને ૬ પ્રકારે અભ્યંતર છે.

## ૬ પ્રકારના બાહ્ય તપ.

૧ અનશન (આહારનું ત્યાગ કરવું તે ઉપવાસાદિક કરવું તે.)

૨ ઉણોદરી (આહાર વસ્ત્ર તથા રાગ દ્વેષની ઓછાશ કરવી તે.)

૩ વૃત્તિ સંક્ષેપ (આજીવિકાનો દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે સંક્ષેપ કરવો તે તથા અભિગ્રહ કરવો, નિયમ ધારવા તે.)

૪ રસ ત્યાગ (વિગયાદિકનો ત્યાગ કરવો આંબીલ નીવી પ્રમુખ કરવું તે.)

૫ કાયકલેશ (લોચ, કાઉસ્સગ્ગ તથા ઉત્કટ આસને કરી કષ્ટ સહેવું તે.)

૬ સંલીનતા (અંગોપાંગાદિકનું સંવરવું, ગો-

પન કરવું તે. )

હવે ૭ પ્રકારે અભ્યંતર તપ કહે છે.

૧ પ્રાયશ્ચિત ( કીધેલા અપરાધની શુદ્ધિ કરવી તે. )

૨ વિનય ( ગુણવંતની ભક્તિ કરવી તથા આશાતના ટાળવી તે. )

૩ વૈયાવૃત્ય ( આહારાદિક આણી આપવો, આચાર્યાદિકના કેડ પગાદિ ચાંપવા તે. )

૪ સ્વાધ્યાય ( ભણવું, ભણાવવું, સંદેહ દૂર કરવો, ભણેલું ફરી સંભારવું, અર્થ ચિંતવવો, ધર્મોપદેશ કરવો તે. )

૫ ધ્યાન ( આર્ત તથા રૌદ્ર ધ્યાનને નિવારવું તથા ધર્મ ધ્યાન શુકલ ધ્યાનનું ધ્યાવવું તે. )

૬ કાયોત્સર્ગ ( પરવસ્તુનો ત્યાગ કરવો તથા કર્મના ક્ષય નિમિત્તે કાયોત્સર્ગ કરવો તે. ) ॥ ઇતિ નિર્જરા તત્વ.

# અથ બંધ તત્વ.

## બંધ તત્વના ચાર ભેદ.

૧ પ્રકૃતિ બંધ ( કર્મનું સ્વભાવ પરિણમન રૂપ છે તે. )
૨ સ્થિતિ બંધ ( કર્મનું કાળ પરિમાણ રૂપ છે તે. )
૩ અનુભાગ બંધ ( કર્મનું તીવ્ર મંદાદિ રસ પરિમાણ રૂપ છે તે. )
૪ પ્રદેશ બંધ ( કર્મ પુદ્‌ગલના પ્રદેશ પરિમાણ રૂપ છે તે. ) આ બાબત મોદકના દૃષ્ટાંતે કરી સમજવું ( કર્મ ગ્રંથમાં જોવું. )

॥ ઇતિ બંધ તત્વ. ॥

# અથ મોક્ષ તત્વ.

## મોક્ષ તત્વનાં નવ ભેદ.

૧ સંતપદ પ્રરૂપણા દ્વાર ( મોક્ષને વિષે છતાપદની પ્રરૂપણા તે. )

૨ દ્રવ્ય પ્રમાણ દ્વાર (સિદ્ધના જીવ દ્રવ્ય કેટલા છે તે વિચારવું તે.)

૩ ક્ષેત્રદ્વાર (સિદ્ધને અવગાહના ક્ષેત્ર કેટલું છે તે વિચારવું તે.)

૪ સ્પર્શના દ્વાર (કેટલા આકાશ પ્રદેશને સિદ્ધના જીવ ફરસે એમ વિચારવું તે.)

૫ કાળદ્વાર (સિદ્ધનો કાળ આદિ અનંત છે એમ કહેવું તે.)

૬ અંતર્દ્વાર (સિદ્ધને વિષે અંતર નથી એમ કહેવું તે.)

૭ ભાગદ્વાર (સિદ્ધના જીવ સંસારી જીવના કેટલામે ભાગે છે એમ વિચારવું તે.)

૮ ભાવદ્વાર (ક્ષાયિકાદિક પાંચ ભાવમાંથી સિદ્ધના જીવ કયા ભાવેછે એમ વિચારવું તે.)

૯ અલ્પ બહુત્વદ્વાર (સિદ્ધના પંદર ભેદમાંથી કયામાં થોડા જીવ અને કયામાં વધારે છે એમ વિચારવું તે.)

હવે જે પંદર ભેદ સિદ્ધ થાયછે તે કહે છે.

૧ જિણ સિદ્ધા=તીર્થંકર પદ્વી પામીને જે મોક્ષે ગયા તે.

૨ અજિણ સિદ્ધા=સામાન્ય કેવળી થઇને મોક્ષે ગયા તે.

૩ તીર્થ સિદ્ધા=તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપન્યા પછી જે મોક્ષે ગયા તે.

૪ અતીર્થ સિદ્ધા-તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપન્યા પહેલાં જે મોક્ષે ગયા તે.

૫ ગૃહસ્થ લિંગે સિદ્ધા=ગૃહસ્થના વેષે રહ્યા થકા મોક્ષે ગયા તે.

૬ અન્ય લિંગે સિદ્ધા=જોગી, સન્યાસી, તાપસ, વિગેરેના વેષે મોક્ષે ગયા તે.

૭ સ્વલિંગે સિદ્ધા=સાધુનાવેષે મોક્ષે ગયા તે.

૮ સ્રીલિંગે સિદ્ધા=સ્રી જાતિએ મોક્ષે ગયા તે

૯ પુરૂષલિંગે સિદ્ધા=પુરૂષ જાતિએ મોક્ષે ગયા તે.

૧૦ નપુંસકલિંગે સિદ્ધા=કૃત્રિમ નપુંસક જાતિના મોક્ષે ગયા તે.

૧૧ પ્રત્યેક બુદ્ધ સિદ્ધા=કોઈ પદાર્થ દેખીને પ્રતિબોધ પામ્યા થકા ચારિત્ર લેઇને મોક્ષે ગયા તે.

૧૨ સ્વયંબુદ્ધ સિદ્ધા=ગુરૂના ઉપદેશ વિના પોતાની મેળે જાતિસ્મર્ણાદિકે પ્રતિબોધ પામીને મોક્ષે ગયા તે.

૧૩ બુદ્ધ બોધિત સિદ્ધા=ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામીને મોક્ષે ગયા તે.

૧૪ એક સિદ્ધા=એક સમયને વિષે એકજ મોક્ષે ગયા તે.

૧૫ અનેક સિદ્ધા=એક સમયમાં ઘણા જીવ મોક્ષે ગયા તે. ॥ ઇતિ મોક્ષતત્વ ॥

ઉપર કહેલા નવતત્વ જે પ્રાણી જાણે તેને સમકીત હોય અને અપવાદ જો કે જીવાદિ નવતત્વનો અજાણ હોય પણ તેને વિષે આસ્થા રાખે તો પણ તેને સમ્યકત્વ છે એમ સમજવું. સર્વે તીર્થંકર પ્રણીત વચન અન્યથા ન હોય એવી મતિ જેના મનમાં રહેલી હોય, તેને નિશ્ચય સમકીત

છે. એક અંતરમુહુર્ત ( આશરે બે ઘડી ) જે પુરૂષને સમકીત ફરસ્યું હોય તેને અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર નક્કી બાકી રહ્યો એમ સમજવું. એતો ઘણીજ આશાતનાવંતને સમજવું પણ શુદ્ધ સમકીતી તો કોઈ તેજ ભવે, કોઈ ત્રીજે, કોઇ સાતમે, એમ તરતજ મોક્ષ પામે.

---

## અથ શ્રાવક નીચે લખેલા ત્રણ મનોરથને ચિંતવતો મહા મોહોટી નિર્જરા કરે સંસારનો અંત કરે તે લખિયેં છૈયેં.

૧. કેવારે હું, બાહ્ય તથા અભ્યંતર પરિગ્રહ જે મહા પાપનું મૂલ, દુર્ગતિને વધારનારો, કામ, ક્રોધ, માન, માયા, લોભ, વિષય અને કષાયનો સ્વામી, મહા દુઃખનું કારણ, મહા અનર્થકારી, દુર્ગતિની શિલા,

માઠી લેશ્યાનો પરિણામી, અજ્ઞાન, મોહ, મત્સર, રાગ, અને દ્વેષનું મૂલ, દશવિધ યતિ ધર્મરૂપ કલ્પ વૃક્ષનો દાવાનલ, જ્ઞાન, ક્રિયા ક્ષમા, દયા, સત્ય, સંતોષ, તથા બોધબીજ રૂપ સમકિતનો નાશ કરનારો, સંયમ અને બ્રહ્મચર્યનો ઘાત કરનારો, કુમતિ તથા કુબુદ્ધિરૂપ દુઃખદારિદ્રનો દેવા વાલો, સુમતિ અને સુબુદ્ધિરૂપ સુખસૌભાગ્યનો નાશ કરનારો, તપ સંયમરૂપ ધનને લૂંટનારો, લોભ કલેશરૂપ સમુદ્રનો વધારનારો, જન્મ જરા અને મરણનો દેવાવાળો, કપટનો ભંડાર, મિથ્યાત્વ દર્શનરૂપ શલ્યનો ભરેલો મોક્ષમાર્ગનો વિઘ્નકારી, કડવા કર્મ વિપાકનો દેવાવાલો, અનંત સંસારનો વધારનારો, મહા પાપી, પાંચ ઈંદ્રિયના વિષયરૂપ વૈરીની પુષ્ટિનો કરનારો, મોટી ચિંતા શોક ગારવ અને ખેદનો કરનાર, સંસારરૂપ અગાધ વલ્લિનો સિંચવાવાલો, કૂડ કપટ અને કલેશનો આકર, મોટા ખેદનો કરાવનારો, મંદબુદ્ધિનો

આદર્યો, ઉત્તમ સાધુ નિર્ગ્રંથોયે જેને નિંદ્યો છે, અને સર્વ લોકોમાં સર્વ જીવોને એના સરિખો બીજો કોઈ વિષમ નથી, મોહરૂપ પાશનો પ્રતિબંધક, ઈહલોક તથા પરલોકના સુખનો નાશ કરનાર, પાંચ આશ્રવનો આગર, અનંત દારૂણ દુઃખ, અને ભયનો દેવાવાલો, મોટા સાવદ્ય વ્યાપાર કુવાણિજ્ય કુકર્માદાનનો કરાવનારો, અધ્રુવ અનિત્ય, અસાશ્વતો, અસાર, અત્રાણ, અશરણ, એવો જે આરંભ, અને પરિગ્રહ તેને હું કેવારેં છાંડીશ! „જે દિવસે છાંડીશ, તે દિવસ મહારો ધન્ય છે! ॥ એ પ્રથમ મનોરથ ॥

૨. કેવારેં હું મુંડ થઇને દશ પ્રકારે યતિધર્મધોરી, નવ વાડે વિશુદ્ધ બ્રહ્મચારી, સર્વ સાવદ્ય પરિહારી, અણગારના સત્તાવીશ ગુણધારી, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિયેં વિશુદ્ધવિહારી મોટા અભિગ્રહનો ધારી, બેહેંતાલીસ દોષરહિત વિશુદ્ધ આહારી, સત્તર ભેદ સંયમધારી, બાર ભેદ તપ-

સ્યાકારી, અંત આહારી, પ્રાંત આહારી, અરસ આહારી, વિરસ આહારી, લુખ્ખ આહારી. તુચ્છ આહારી, અંતજીવી, પ્રાંતજીવી, અરસજીવી, વિરસજીવી, લુખ્ખજીવી, તુચ્છજીવી, સર્વરસ ત્યાગી, છકાયનો દયાલ, નિર્લોભી, નિઃસ્વાદી, પંખી તુલ્ય, વાયરાની પરે અપ્રતિબદ્ધ વિહારી, વીતરાગની આજ્ઞા સહિત, એવા ગુણોનો ધારક જે અણગાર તે હું કેવારે થઈશ! જે દિવસ હું પૂર્વોક્ત ગુણવાન થઇશ તે દિવસ ધન્ય છે ।। એ બીજો મનોરથ ।।

૩ કેવારેં હું સર્વ પાપસ્થાનક આલોઇ, નિઃશલ્ય થઇ, સર્વ જીવરાશી ખમાવીને, સર્વ વ્રત સંભારીને, અઢાર પાપસ્થાનકથી ત્રિવિધે ત્રિવિધેં વોસરીને, ચારે આહાર પચ્ચખ્ખીને, શરીરને છેલ્લે શ્વાસોશ્વાસે વોસરાવીને, ત્રણ આરાધના આરાધતો થકો, ચાર માંગલિકરૂપ ચારૂ સરણ, મુખેં ઉચ્ચરતો થકો, સર્વં સંસારને પૂંઠ દેતો થકો, એક અરિહંત,

બીજા સિદ્ધ, ત્રીજા સાધુ, અને ચોથો કેવલી પ્રરૂપિતધર્મ, તેને ધ્યાવતો થકો, શરીરની મમતા રહિત થયો થકો, પાદોપગમન સંથારા સહિત, પાંચ અતિચાર ટાલતો થકો, મરણને અણવાંછતો થકો, એવું પંડિત મરણ અંતકાલે મુજને કેવારે થશે. ॥ એ ત્રીજો મનોરથ ॥

એ ત્રણ મનોરથને શ્રાવક મન, વચન, અને કયાયેં કરી શુદ્ધપણે ધ્યાવતો થકો, સર્વ કર્મ નિર્જરીને સંસારનો અંતકરે; મોક્ષરૂપ શાશ્વત સ્થાનક પ્રત્યેં પામે.

---

અર્હ

## ( ચોવીસ દંડક. )

દંડક=દંડયતે જીવા યસ્મિન્સ દંડકઃ એટલે જીવો જેને વિષે દંડાય તેને દંડક કહીએ તે ચોવીશ છે, તેના નામ નીચે પ્રમાણે છે.

૧ સાત નારકીઓનો તેનાં નામ. ૧ ધમા ૨ વંશા ૩ શેલા ૪ અંજણા ૫ રીઠા ૬ મઘા ૭ માઘવતી.

૨.થી ૧૧ દશ ભુવનપતિના દશ દંડક તેના નામ. ૧ અસુરકુમાર ૨ નાગકુમાર ૩ સુવર્ણ કુમાર ૪ વિદ્યુત્ કુમાર ૫ અગ્નિ કુમાર ૬ દ્વિપ કુમાર ૭ ઉદધિ કુમાર ૮ દિશી કુમાર. ૯ વાયુ કુમાર ૧૦ સ્તનિત કુમાર

૧૨ થી ૧૬ પાંચ સ્થાવરના પાંચ દંડક. ૧ પૃથ્વીકાય ૨ અપકાય ૩ તેઉકાય ૪ વાઉકાય ૫ વનસ્પતિકાય.

૧૭ બે ઇંદ્રિયનો.

૧૮ તે ઇંદ્રિયનો.

૧૯ ચઉરિંદ્રિયનો.

૨૦ ગર્ભજ તિર્યંચનો.

૨૧ ગર્ભજ મનુષ્યનો.

૨૨ વ્યંતર વાણ વ્યંતરનો.

૨૩ જ્યોતિષિનો.

૨૪ વૈમાનિક દેવોનો.

હવે દંડકના ચોવીસ દ્વાર કહે છે.

૧ શરીર દ્વાર તે પાંચ પ્રકારે છે ૧ ઔદારિક વૈક્રિય ૩ આહારક ૪ તૈજસ્ ૫ કાર્મણ.

૨ અવગાહનાદ્વાર અવગાહ તે જીવા વસ્મિન્ એટલે રહે છે જીવો, જેને વિષે તે અવગાહના કયા કયા દંડકે કેટલી છે એમ કહેવું તે.

૩ સંઘયણદ્વાર સંઘયણ=હાડકાના સમૂહનું બંધારણ તે પાંચ પ્રકારે છે. ૧ વજ્રઋષભ નારાચં. ૨ ઋષભ નારાચ ૩ નારાચ ૪ અર્ધ નારાંચ ૪ કિલીકા ૬ છેવઠું કયા દંડકે કેટલા સંઘયણ લાભે એમ કહેવું તે.

૪ સંજ્ઞા દ્વાર સંજ્ઞા=અનુભવજ્ઞાન ૧ આહાર ૨ ભય ૩ મૈથુન ૪ પરીગ્રહ ૫ ક્રોધ ૬ માન ૭ માયા ૮ લોભ ૯ લોક ૧૦ ઓઘ, એ દશ સંજ્ઞા તથા બીજી છ સંજ્ઞા છે ૧ સુખ ૨ દુઃખ ૩ મોહ ૪ દુગંછા ૫ શોક અને ધર્મ મેલવતાં સોળ થા

યં તે, જે દંડકે જેટલી સંજ્ઞા હોય તે કહેવું તે.

૫ સંસ્થાનદ્વાર સંસ્થાન=શરીરની આકૃતિ તે છ પ્રકારે છે. ૧ સમચતુરસ્ર ૨ ન્યગ્રોધ પરિમંડલ ૩ સાદિ ૪ કુબ્જ ૫ વામન ૬ હુંડક. તેમાં જે દંડકે જેટલાં સંસ્થાન હોય તે કહેવું તે.

૬ કષાયદ્વાર કષ=સંસાર તેનો આય=લાભ તે જેવડે થાય તેને કષાય કહીએ તે ચાર પ્રકારે છે ૧ ક્રોધ ૨ માન ૩ માયા ૪ લોભ તેમાં જે દંડકે જેટલા લાભે તે કહેવું તે.

૭ લેશ્યાદ્વાર જે પરિણામના યોગે જીવ કર્મ સાથે બંધાય તેને લેશ્યા કહીએ, તે છ પ્રકારે છે. ૧ કૃષ્ણ ૨ નીલ ૩ કાપોત ૪ તેજો ૫ પદ્મ ૬ શુકલ. જે દંડકે જેટલી લેશ્યા હોય તે કહેવું તે.

૮ ઇંદ્રિયદ્વાર તે પાંચ પ્રકારે છે. ૧ સ્પર્શેંદ્રિય ૨ રસેંદ્રિય ૩ ઘ્રાણેંદ્રિય ૪ ચક્ષુરિંદ્રિય ૫

શ્રોતેંદ્રિય તે જે દંડકે જેટલી હોય તે કહેવું તે.

૯ સમુદ્ઘાતદ્વાર વેદનાદિની પ્રબલતા વડે એકી વખતે સમ્યક્ પ્રકારે આત્માનો ઘાત થાય, તેને સમુદ્ઘાત કહીએ તે સાત પ્રકારે છે. ૧ વેદના ૨ કષાય ૩ મરણ ૪ વૈક્રિય ૫ તેજસ ૬ આહારક ૭ કેવલી તેમાં જે દંડકે જેટલી સમુદ્ઘાત હોય તે કહેવું.

૧૦ દૃષ્ટિદ્વાર અવલોકન કરવું તેને દૃષ્ટિ કહીએ તે ત્રણ પ્રકારે છે. ૧ સમ્યકદૃષ્ટિ ૨ મિશ્રદૃષ્ટિ ૩ મિથ્યાદૃષ્ટિ તેમાં જે દંડકે જેટલી લાભે તે કહેવું તે.

૧૧ દર્શનદ્વાર દર્શન=દેખવું=સામાન્યપણે વસ્તુ સ્વરૂપનો અવબોધ તે ચાર પ્રકારે છે ૧ ચક્ષુ ૨ અચક્ષુ ૩ અવધિ ૪ કેવલ તેમાં જે દંડકે જેટલાં દર્શન લાભે તે કહેવું તે.

૧૨ જ્ઞાનદ્વાર જ્ઞાન=જ્ઞાયતે પરિ છિદ્યતે વ-

ધાતુ અનેન એટલે જેના વડે વસ્તુ સ્વ-
રૂપને જાણીએ તે જ્ઞાન તે પાંચ પ્રકારે
છે. ૧ મતિ ૨ શ્રુત ૩ અવધિ ૪ મનઃપ-
ર્યવ ૫ કેવલ તે સમ્યક્દષ્ટિ જીવોને હોય
તેમાં જે દંડકે જેટલાં લાભે તે કહેવું તે.

૧૩ અજ્ઞાનદ્વાર મિથ્યાત્વીનું જ્ઞાન તેને અજ્ઞા
ન કહીએ, તે ત્રણ પ્રકારે છે. ૧ મતિ અ-
જ્ઞાન ૨ શ્રુત અજ્ઞાન ૩ વિભંગ જ્ઞાન
તે પ્રત્યેક દંડકે કહેવું તે

૧૪ યોગદ્વાર મન વચન કાયાનો જે વ્યાપાર
તેને યોગ કહીએ તે પંદર પ્રકારે છે. ૧
સત્યમનો યોગ ૨ અસત્યમનો યોગ ૩
સત્યા સત્યમનો યોગ ૪ અસત્યા અમૃ-
ષામનો યોગ ૫ સત્ય વચન યોગ ૬ અ-
સત્ય વચન યોગ ૭ સત્યા સત્ય વચન
યોગ ૭ અસત્યા અમૃષા વચન યોગ ૯
ઔદારિક કાય યોગ ૧૦ ઔદારિક મિ-
શ્રકાય યોગ ૧૧ વૈક્રિય કાય યોગ ૧૨
વૈક્રિય મિશ્ર કાય યોગ ૧૩ આહારક કા

ય યોગ ૧૪ આહારક મિશ્ર કાય યોગ ૧૫ તૈજસ્કાર્મણ કાય યોગ તેમાં જે દંડકે જેટલા લાભે તે કહેવું તે.

૧૫ ઉપયોગ દ્વાર=જ્ઞાનાદિકના વ્યાપારની પ્રેરણા તેને ઉપયોગ કહીએ, તે પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાન ચાર દર્શનના મલી બાર પ્રકારે છે તેમાં જે દંડકે જેટલા ઉપયોગ હોય તે કહેવું તે.

૧૬ ઉત્પાત દ્વાર પ્રત્યેક દંડકે એક સમયમાં કેટલા ઉપજે તેનો સંખ્યા કહેવી તે.

૧૭ ચવન દ્વાર પ્રત્યેક દંડકે એક સમયમાં કેટલા ચવે તેની સંખ્યા કહેવા તે.

૧૮ સ્થિતિ દ્વાર જે દંડકને વિષે જે આયુષ્યની સ્થિતિ હોય તે કહેવું તે.

૧૯ પર્યાપ્તિ દ્વાર આહારાદિકની ઉત્પતિ જે પુદ્ગલના દલિયાં વડે કરીને થાય, તે દલિયાં પ્રત્યે મદદ કરનારી જીવ સંબંધી જે શક્તિ તેને પર્યાપ્ત કહે છે, તે છ પ્રકારે છે.

૧ આહાર પર્યાપ્તિ ૨ શરીર પર્યાપ્તિ ૩ ઇંદ્રિય પર્યાપ્તિ ૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ ૫ ભાષા પર્યાપ્તિ ૬ મન પર્યાપ્તિ તેમાં જે દંડકે જેટલી લાભે તે કહેવું તે.

૨૦ દિગ્ આહાર દ્વાર કયા દંડકના જીવો કઈ કઈ દિશિનો આહાર લીયે એમ પ્રત્યેક દંડકે કહેવું તે.

૨૧ સંજ્ઞા દ્વાર સમ્યક્ જ્ઞાય તે એટલે જે વડે સારી રીતે જણાય, તેને સંજ્ઞા કહીએ, તે ત્રણ પ્રકારે છે. ૧ દીર્ઘકાલીકી ૨ હેતોપદેશીકી ૩ દૃષ્ટિવાદોપદેશિકી તેમાં જે દ્વારે જેટલી સંજ્ઞા હોય. તે કહેવું તે.

૨૨ ગતિદ્વાર કયા દંડકના જીવ મરીને કયા દંડકમાં જાય તે કહેવું તે.

૨૩ આગતિદ્વાર કયા કયા દંડકના જીવ કયા કયા દંડકમાં આવી ઉપજે તે કહેવું તે.

૨૪ વેદદ્વાર સ્ત્રીયાદિક પ્રત્યે જેના વડે અભિલાષ થાય તેને વેદ કહીએ તે, ત્રણ પ્રકારે છે. ૧ પુરૂષવેદ ૨ સ્ત્રીવેદ ૩ નપુંસક

વેદ, તે પ્રત્યેક દંડકે જે લાભે તે કહેવું તે.

અલ્પ બહુત્વ દ્વાર, કયા દંડકના જીવ સર્વ થકી થોડા, અને કયા દંડકના જીવ, તેથી અધિક છે, તે કહેવું તે.

હવે પૂર્વોક્ત ચોવીસ દંડકને વિષે ચઉવીસ દ્વારની પ્રરૂપણા કરે છે.

૧ સાત નારકીના એક દંડકને વિષે.

૧ શરીર-૩ વૈક્રિય, તૈજસ, ને કાર્મણ.

૨ અવગાહના-ઉત્કૃષ્ટથકી ૫૦૦ ધનુષ્ય ને જઘન્ય થકી ૭ાા ધનુષ્ય ને ૬ આંગુલ.

૩ સંઘયણ નથી.

૪ સંજ્ઞા-ચાર અથવા દશ.

૫ સંસ્થાન-હુંડક.

૬ કષાય,-ક્રોધ, માન, માયા, ને લોભ.

૭ લેશ્યા-૩ કૃષ્ણ નીલ ને કાપોત.

૮ ઇંદ્રિય-પાંચ.

૯ સમુદ્‌ઘાત-૪ વેદના, કષાય, મરણ, ને વૈક્રિય.

૧૦ દ્રષ્ટિ સમ્યગ્ મીશ્ર, ને મિથ્યા.

૧૧ દર્શન-૩ ચક્ષુ અચક્ષુ ને અવધિ.

૧૨ જ્ઞાન-૩ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન ને અવધિજ્ઞાન.

૧૩ અજ્ઞાન-૩ મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન વિભંગજ્ઞાન.

૧૪ યોગ-૧૧ ઔદારિક, ઔદારિકમિશ્ર, આહારક ને આહારકમિશ્ર રહિત બાકીના અગીઆર.

૧૫ ઉપયોગ-૯ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, ને અવાધિજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, ને વિભંગજ્ઞાન ચક્ષુ, અચક્ષુ, ને અવધિ દર્શનના.

૧૬ ઉત્પાત-એક સમયમાં સંખ્યાતી અસંખ્યાતા ઉપજે.

૧૭ ચવન-એક સમયમાં સંખ્યાતા અસંખ્યાતા ચવે.

૧૮ સ્થિતિ-ઉત્કૃષ્ટથી તેત્રીશ સાગરોપમ ને જઘન્યથી દશ હજાર વર્ષની.

૧૯ પર્યાપ્તિ ૭ હોય.

૨૦ દિગ્ આહાર ૭ દીશીનો.

૨૧ સંજ્ઞા દીર્ઘકાલીકી.

૨૨ ગતિ-પર્યાપ્તા સંખ્યાતા વર્ષના આયુષ વાલા ગર્ભજ તિર્યંચ, તથા મનુષ્યને વિષે જાય.

૨૩ આગતિ-પર્યાપ્તા સંખ્યાતા વર્ષના આયુષ વાલા ગર્ભજ તિર્યંચ, તથા મનુષ્ય થકી આવી ઉપજે. ૨૪ વેદ નપુંસક.

૨ થી ૧૧ ભુવનપતિની દશ નિકાયના દશ દંડક વિષે.

૧ શરીર ૩ વૈક્રિય તૈજસ ને કાર્મણ.

૨ અવગાહના સાત હાથની.

૩ સંઘયણ નથી.

૪ સંજ્ઞા-ચાર અથવા દશ.

૫ સંસ્થાન-સમ ચતુરસ્ર.

૬ કષાય-૪ ચાર.

૭ લેશ્યા-૪ કૃષ્ણ, નીલ, કાપોત, ને તેજો.

૮ ઇંદ્રિય-પાંચ.

૯ સમુદ્ઘાત ૫ વેદના, કષાય, મરણ, વૈક્રિય ને તેજસ.

૧૦ દૃષ્ટિ-૩ સમ્યક મિશ્ર, અને મિથ્યા.

૧૧ દર્શન-૩ ચક્ષુ અચક્ષુ ને અવધિ.

૧૨ જ્ઞાન ૩ મતિ શ્રુત ને અવધિ.

૧૩ અજ્ઞાન ૩ મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન, વિભંગજ્ઞાન.

૧૪ યોગ ૧૧ આહારક, આહારક મિશ્ર, ઔદારિક, ઔદારિક મિશ્ર, એ ચાર યોગ રહીત બાકીના.

૧૫ ઉપયોગ ૯ મનઃ પર્યવ જ્ઞાન, કેવલ જ્ઞાન ને કેવલ દર્શનના ઉપયોગ રહીત બાકીના.

૧૬ ઉત્પાત એક સમયમાં સંખ્યાતા અસંખ્યાતા ઉપજે.

૧૭ ચવન એક સમયને વિષે સંખ્યાતા અસંખ્યાતા થવે.

૧૮ સ્થિતિ અસુર કુમારના આયુષની સ્થિતિ ઉત્કૃષ્ટ થકી એક સાગરોપમ અધિકને બાકીની નવ નિકાયને વિષે કાંઇક ઉણું બે પલ્યોપમ, અને જઘન્યથી દશ હજાર વર્ષનું જાણવું.

૧૯ પર્યાપ્તિ ૭ હોય.
૨૦ દિગ્આહાર ૭ દિશિનો હોય.
૨૧ સંજ્ઞા દીર્ઘકાલિકી.
૨૨ ગતિ સંખ્યાતા વર્ષના આયુષવાલા પ- ર્યાપ્તા પંચેંદ્રિતિર્યંચ તથા મનુષ્ય પૃથ્વી કાય અપકાય ને પ્રત્યેક વનસ્પતિ કાય એ પાંચ દંડકને વિષે જાય.
૨૩ આગતિ પર્યાપ્તા પંચેંદ્રિ તિર્યંચ અને મ- નુષ્ય થકી આવી ઉપજે.
૨૪ વેદ ૨ સ્ત્રીવેદ ને પુરૂષવેદ.
૧૨ થી ૧૩ પૃથ્વીકાયને અપકાય એ બે દં- ડકને વિષે. ૧ શરીર ૩ ઔદારિક તૈજસ ને કાર્મણ ૨ અવગાહના ઉત્કૃષ્ટથી તથા જઘન્યથી આંગુલના અસંખ્યાતમા ભા- ગની. ૩ સંઘયણ નથી ૪ સંજ્ઞા દશ ૫ સં- સ્થાન પૃથ્વીકાયનું ચંદ્રાકારે ને અપકાયનું પરપોટા સમાન. ૬ કષાય ચાર ૭ લેશ્યા કૃષ્ણ નીલ કાપોત તેજો, ૮ ઇંદ્રિય સ્પ- ર્શેન્દ્રિય. ૯ સમુદ્ઘાત ૩ વેદના કષાય ને

અગણુ ૧૦ દૃષ્ટિ ૨ સમ્યક્ દૃષ્ટિ ને મિથ્યા દૃષ્ટિ. ૧૧ દર્શન ૧ અચક્ષુ ૧૨ જ્ઞાન નથી.
૧૩ અજ્ઞાન મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન.
૧૪. યોગ ૩ ઔદારિક, ઔદારિકમિશ્ર, ને તૈજસ કાર્મણ.
૧૫ ઉપયોગ ૩ મતિઅજ્ઞાન શ્રુત અજ્ઞાન ને અચક્ષુ દર્શનના.
૧૬ ઉત્પાત એક સમયમાં અસંખ્યાતા ઉપજે.
૧૭ ચવન એક સમયને વિષે અસંખ્યાતા ચવે.
૧૮ સ્થિતિ ઉત્કૃષ્ટથી પૃથ્વી કાયની બાવીશ હજાર વર્ષની ને અપકાયની સાત હજાર વર્ષની જઘન્યથી અંતર્મૂહુર્તની.
૧૯ પર્યાપ્તિ ૪ આહાર પર્યાપ્તિ શરીર પર્યાપ્તિ ઇંદ્રિય પર્યાપ્તિ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ.
૨૦ દિગ્ આહાર ત્રણ ચાર, પાંચ, ને છ દિશીનો હોય.
૨૧ સંજ્ઞા નથી
૨૨ ગતિ પાંચ સ્થાવરં વિકલેન્દ્રિય ૩ ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્ય એ દશ દં-

ડક ને વિષે.

૨૩ આગતિ નારકી વર્જીત ત્રેવીશ દંડકથી આવી ઉપજે,

૨૪ વેદ નપુંસક.

૧૪ થી ૧૫ તેઉકાયને વાઉકાયએ બે દંડકને વિષે ૧ શરીર ઔદારિક તેજસ ને કાર્મણ ને વાઉકાયને વૈક્રિય સહિત ચાર શરીર હોય ૨ અવગાહના અ ગુલના અસંખ્યાતમા ભાગની ૩ સંઘયણ નથી ૪ સંજ્ઞા ચાર, વા દશ ૫ સંસ્થાન તેઉ કાય ને સૂઇને આકારે વાઉકાયને ધ્વજાને આકારે ૬ કષાય ચાર. ૭ લેશ્યા ૩ કૃષ્ણ નીલ, અને કાપોત. ૮ ઇંદ્રિય સ્પર્શેંદ્રિય ૯ સમુદ્ઘાત વેદના કષાય મરણ પરંતુ વાઉકાયને વૈક્રિય સમુદ્ઘાત સહીત ચાર હોય. ૧૦ દૃષ્ટિ મિથ્યા ૧૧ દર્શન, અચક્ષુદર્શન ૧૨ જ્ઞાન નથી. ૧૩ અજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુત અજ્ઞાન. ૧૪ યોગ ઔદારિક, ઔદારિકમિશ્ર, ને તૈજસ કાર્મણ, એ ત્રણ યોગ હોય,

ને વાઉ કાયને વૈક્રિય વૈક્રિય મિશ્ર એબે યોગ સહીત પાંચ યોગ હોય. ૧૫ ઉપયોગ ૩ મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, ને અચક્ષુ દર્શનનો.૧૬ ઉત્પાત એક સમયમાં અસખ્યાતા ઉપજે. ૧૭ ચ્યવન એક સમયમાં અસંખ્યાતા ચવે. ૧૮ સ્થિતિ ઉત્કૃષ્ટથકી તેઉકાયની ત્રણ અહોરાત્રીની ને વાઉકાયની ત્રણ હજાર વર્ષની ને જઘન્ય થકી અંતર્મૂહુર્તની. ૧૯ પર્યાપ્તિ ૪ આહાર પર્યાપ્તિ, શરીરપર્યાપ્તિ, ઇંદ્રિય પર્યાપ્તિ, શ્વાસોશ્વાસ પર્યાપ્તિ ૨૦ દિગ આહાર ત્રણ, ચ્યાર, પાંચ, ને ૭ દિશિનો હોય. ૨૧ સંજ્ઞા નથી. ૨૨ ગતિ પાંચ સ્થાવર ત્રણ વિકલેંદ્રિય ને પંચેંદ્રિ તિર્યંચ એ નવ દંડકમાં જાય. ૨૩ આગતિ પૃથ્વ્યાદિક દશ દંડક થકી આવી ઉપજે.૨૪ વેદ નપુંસક.

૧૬° વનસ્પતિને વિષે.

૧ શરીર ૩ ઔદારિક, તૈજસ, ને કાર્મણ.

૨ અવગાહુના. એક હુજાર યોજન અધિક ૩ સંઘયણુ નથી. ૪ સંજ્ઞા ચાર અથવા દશ ૫ સંસ્થાન વિવિધ પ્રકારના. ૬ કષાય ચાર. ૭ લેશ્યા. ૪ કૃષ્ણુ નીલ કાપોતને તેજો. ૮ ઇંદ્રિય સ્પર્શેંદ્રિય ૯ સમુદ્ઘાત ૩ વેદના કષાય ને મરણુ. ૧૦ દૃષ્ટિ મિથ્યા ૧૧ દર્શન અચક્ષુદર્શન. ૧૨ જ્ઞાન નથી ૧૩ અજ્ઞાન ૨ મતિ અજ્ઞાન ને શ્રુત અજ્ઞાન ૧૪ યોગ ૩ ઔદારિક, ઔદારિક મિશ્ર ને તૈજસ કારમણ. ૧૫ ઉપયોગ ૩ મતિ. અંજ્ઞાન શ્રુત અજ્ઞાન ને અચક્ષુદ- શંનના ૧૬ ઉત્પાત એક સમયમાં અ- નંતા ઉપજે. ૧૭ ચવન એક સમયને વિ- ષે અનંતા ચવે ૧૮ સ્થિતિ ઉત્કૃષ્ટથી દશ હુજાર વર્ષ અને જઘન્યથી અંતમૂર્હુત ૧૯ પર્યાપ્તિ ૪ આહાર, શરીર, ઇંદ્રિય, ને શ્વાસોશ્વાસ પર્યાપ્તિ. ૨૦ દિગ્ આ- હાર ત્રણ, ચાર, પાંચ, અને છ, દિશિનો હોય. ૨૧ સંજ્ઞા નથી. ૨૨ ગતિ પૃથ્વ્યા-

દિક દશ દંડકને વિષે જાય. ૨૩ આગતિ નારકી વર્જીને ત્રેવીશ દંડક થકી આવેલા જીવો ઉપજે. ૨૪ વેદ નપુંસક

૧૭ થી ૧૯ બે ઇંદ્રિય તે ઇંદ્રિય ચઉરિંદ્રિય એ ત્રણ દંડક વિષે. ૧ શરીર ૩ ઔદારિક તેજસ ને કાર્મણ. ૨ અવગાહના ઉત્કૃષ્ટથકી બેઇંદ્રિય બાર યોજન તે ઇંદ્રિય ત્રણ ગાઉ ને ચઉરિંદ્રિય એક યોજન ૩ સંઘયણ છેવટ્ઠું ૪ સંજ્ઞા ચારવા દશ ૫ સંસ્થાન હુંડક ૬ કષાય ચાર. ૭ લેશ્યા ૩ કૃષ્ણ નીલ ને કાપોત. ૮ ઇંદ્રિય સુગમછે. ૯ સમુદ્‌ઘાત ૩ વેદના કષાય ને મરણ ૧૦ દૃષ્ટિ. ૨ સમ્યક્ ને મિથ્યા ૧૧ દર્શન બે ઇંદ્રિય તે ઇંદ્રિયને અચક્ષુ દર્શન ને ચઉરિંદ્રિય ને ચક્ષુ દર્શન અધિક છે. ૧૨ જ્ઞાન. ૨ મતિ ને શ્રુત. ૧૩ અજ્ઞાન મતિઅજ્ઞાન ને શ્રુત અજ્ઞાન. ૧૪ યોગ ૪ ઔદારિક, ઓદારિકમિશ્ર, તૈજસ કાર્મણ, ને અસત્યાઅમૃષા બચન યોગ.

૧૫ ઉપયોગ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, મતિ-અજ્ઞાન. શ્રુત અજ્ઞાન, ને અચક્ષુ દર્શનના અને ચઉરિંદ્રિયને ચક્ષુ દર્શન, સહિત કરતા છ હોય. ૧૬ ઉત્પાત એક સમયમાં સંખ્યાતાવા અસંખ્યાતા ઉપજે. ૧૭ ચવન એક સમયમાં સંખ્યાતા વા અસંખ્યાતા ચવે. ૧૮ સ્થિતિ ઉત્કૃષ્ટથી બે ઇંદ્રિયની બાર વર્ષ તે ઇંદ્રિયની. ૪૯ દિવસ અને ચઉરિંદ્રિયની છમાસ જઘન્યથી અંતર્મૂહુર્ત. ૧૯ પર્યાપ્તિ ૫ મનઃપર્યાપ્તિ રહિત બાકિની. ૨૦ દિગ્ આહાર છ દિશિનો હોય. ૨૧ સંજ્ઞા હેતોપદેશિકી. ૨૨ ગતિ પૃથ્વ્યાદિક દશ દંડકને વિષે જાય. ૨૩ આગતિ પૃથ્વ્યાદિક દશ દંડકથી આવી ઉપજે. ૨૪ વેદ નપુંસક.

૨૦ ગર્ભજ તિર્યંચના દંડકને વિષે.

૧ શરીર. ૪ ઔદારીક વૈક્રિય તૈજસ ને કાર્મણ. ૨ અવગાહના ઉત્કૃષ્ટથી એક હજાર યોજન ને જઘન્યથી આંગુલના અ-

સંખ્યાતમા ભાગનું. ૩ સંઘયણ ૬ છ. ૪ સંજ્ઞા ચાર વા દશ. ૫ સંસ્થાન ૬ સમચતુરસ્ત્રાદિ ૬ કષાય ચાર ૭ લેશ્યા કૃષ્ણાદિક છ ૮ ઇંદ્રિય પાંચ ૯ સમુદ્ઘાત. ૫ આહારક તથા કેવલિ રહિત બાકિની ૧૦ દૃષ્ટિ ૩ સમ્યક, મિશ્ર, ને મિથ્યા ૧૧ દર્શન ૩ ચક્ષુ અચક્ષુ ને અવધિ ૧૨ જ્ઞાન ૩ મતિ, શ્રુત અવધિ ૧૩ અજ્ઞાન ૩ મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન ને વિભંગજ્ઞાન ૧૪ યોગ ૧૩ આહારક ને આહારકમિશ્ર વર્જીત બાકીના ૧૫ ઉપયોગ ૯ મનઃ પર્યવ જ્ઞાન, કેવલજ્ઞાન, ને કેવલ દર્શનના ૨ હીત બાકીના ૧૬ ઉત્પાત એક સમયમાં સંખ્યાના અસંખ્યાતા ઉપજે ૧૭ ચ્યવન એક સમયમાં સંખ્યાતા અસંખ્યાતા ચવે ૧૮ સ્થિતિ ઉત્કૃષ્ટ થકી ત્રણ પલ્યોપમ ને જઘન્યથકી અંતમૂહુર્ત ૧૯ પર્યાપ્ત છ ૨૦ દિગ્ આહાર છ દિશિનો ૨૧ સંજ્ઞા. દીર્ઘકાલિકી ૨૨ ગતિ. ચોવીસ દંડકને

વિષે જાય ૨૩ ચોવીશ દંડકથકી આવી ઊપજે ૨૪ વેદ નપુંસક.

૨૧ ગર્ભજ મનુષ્યના દંડકને વિષે.

૧ શરીર, ૫ ઔદારિકાદિ ૨ અવગાહના ઊત્કૃષ્ટથી ત્રણ ગાઊનું ૩ સંઘયણ છ ૪ સંજ્ઞા ચાર, દશ અથવા સોલ ૫ સંસ્થાન છ ૬ કષાય. ચાર ૭ લેશ્યા છ ૮ ઇંદ્રિય પાંચ ૯ સમુદ્ઘાત સાત ૧૦ દૃષ્ટિ સમ્યક્, મિશ્ર, ને મિથ્યા ૧૧ દર્શન ચાર. ૧૨ જ્ઞાન પાંચ. ૧૩ અજ્ઞાન ત્રણ ૧૪ યોગ પંદર. ૧૫ ઉપયોગ બાર ૧૬ ઉત્પાત એક સમયમાં સંખ્યાતા ઉપજે ૧૭ ચ્યવન એક સમયમાં સંખ્યાતા ચવે ૧૮ સ્થિતિ ઉત્કૃષ્ટથી ત્રણ પલ્યોપમને જઘન્યથી અંત મુહુર્ત ૧૯ પર્યાપ્તિ છ ૨૦ દિગ્ આહાર છ દિશિનો ૨૧ સંજ્ઞા દીર્ઘ કાલિકી તથા દૃષ્ટિ વાદોપ દેશિકી સંજ્ઞા કોઇ પણ ચઉદ પૂર્વ ધર પ્રમુખ સમ્યક્ દૃષ્ટિ વંતને હોય ૨૨ ગતિ ચોવીશ દંડકને વિષે જાય ૨૩

આગતિ તેઉકાય તથા વાઉકાય વર્જીત બાકીના બાવીશ દંડક થકી આવી ઉપજે

૨૨ થી ૨૪ વ્યંત૦, જ્યોતિષિને વૈમાનીક એ ત્રણ દંડક વિષે

૧ શરીર ૩ વૈક્રીય તૈજસ્ ને કાર્મણ ૨ અવગાહના ઉત્કૃષ્ટ થકી સાત હાથનું માન સંઘયણ નથી ૪ સંજ્ઞા આહારાદિક ૫ સંસ્થાન સમચતુરસ્ત્ર ૬ કષાય ચાર ૭ લેશ્યા તે જો પદ્મને શુકલ પણ જ્યોતિષિના દંડકે માત્ર તે જો લેશ્યા છે ૮ ઇંદ્રિય પાંચ ૯ સમુદ્ઘાત ૫ આહારકને કે વલી વર્જીત બાકીનો ૧૦ દૃષ્ટિ ૩ સમ્યક્ મિશ્રને મિથ્યા ૧૧ દર્શન ૩ ચક્ષુ અચક્ષુ ને અવધિ ૧૨ જ્ઞાન ૩ મતિ શ્રુત ને અવધિ ૧૩ અજ્ઞાન મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન ને વિભંગ જ્ઞાન ૧૪ યોગ ૧૧ આહારક આહારક મિશ્ર ઔદારિક મિશ્ર એ ચાર રહિત બાકીના ૧૫ ઉપયોગ ૯ ત્રણ જ્ઞાન ત્રણ અજ્ઞાનને ત્રણ દર્શનના

૧૬ ઉત્પાત એક સમયમાં સંખ્યાતા વા અસંખ્યાતા ઊપજે ૧૭ ચ્યવન એક સમયમાં સંખ્યાતા અસંખ્યાતા ચવે ૧૮ સ્થિતિ ઊત્કૃષ્ટી વ્યંતરના દંડકે એક પ. લ્યો પમ જ્યોતિષિકના દંડકે એ પલ્યો પમ અધિક એક લાખ વર્ષને વૈમાનીકના દંડકે તેત્રીશ સાગરોપમની. ૧૯ પર્યાપ્તિ ૭ ૨૦ દિગ્ આહાર ૭ દિશિનો ૨૧ સંજ્ઞા દીર્ઘ કાલિકી ૨૨ ગતિ સંખ્યાતા વર્ષના આયુષ વાલા પર્યાપ્તા પચેંદ્રિ તિર્યંચ તથા મનુષ્ય પૃથ્વી કાય અપકાય પ્રત્યેક વનસ્પતિકાય એ પાંચ દંડક વિષે જાય. ૨૩ આગતિ પર્યાપ્તા પંચેંદ્રિ તિર્યંચ અને મનુષ્ય થકી આવી ઊપજે ૨૪ વેદ ૨ પુરૂષવેદ ને સ્ત્રી વેદ. હવે ચોવીસ દંડકને વિષે અલ્પબહુત્વ દ્વાર કહે છે. પ્રથમ સર્વથકી થોડા ગર્ભજ પર્યાપ્તા મનુષ્ય જાણવા તે થકી બાદર અગ્નિકાય અધિક તે થકી વૈમાનિક દેવો અધિક

તે થકી ભુવનપતિ દેવો અધિક, તે થકી નારકી અધિક, તેથી વ્યંતર દેવો અધિક, તે થકી જ્યોતિષિ દેવો અધિક, તે થકી ચઉરિંદ્રિ જીવો અધિક, તે થકી પંચેંદ્રિ તિર્યંચ અધિક, તે થકી બે ઇંદ્રિય જીવો અધિક, તે થકી તે ઇંદ્રીય જીવો અધિક, તે થકી પૃથ્વીકાય અધિક, તેથી અપકાય અધિક, તે થકી વાઉકાય અધિક, તે થકી વનસ્પતી કાય અધિક છે.

---

## હિત વચન માળા.

૧ સમજુ લોકો નિંદા કરે તેવું કરવું નહિ.
૨ જૂઠું બોલવું નહિ.
૩ કુસંગ કરવો નહિ.
૪ પાછળથી પસ્તાવો થાય તેવું કામ કરવું નહિ.
૫ ઉપરીને અપ્રિય થઇએ તેમ વર્તવું નહિ.
૬ બોલ્યા પછી ફરવું પડે તેવું કૃત્ય કરવું

નહિ.

૭ ચડસા ચડસી કરવી નહિ.

૮ જુગટુ રમવું નહિ.

૯ પરદારા સેવવી નહિ.

૧૦ વહેમા થવું નહિ.

૧૧ નિર્બલ મનના થવુ નહિ.

૧૨ અંધ શ્રદ્ધાળુ થવુ નહિ.

૧૩ ભોળા થવું નહિ.

૧૪ કપટી થવું નહિ.

૧૫ ચાડી ખાવી નહિ.

૧૬ કોઇનું દીલ દુખાવવું નહિ.

૧૭ વહાલા સાથે વિરોધ કરવો નહિ.

૧૮ સજ્જનોમાં શરમાવું પડે તેવું કામ કરવું નહિ.

૧૯ મનમાં મુંઝાવું પડે તેવું કામ કરવું નહિ.

૨૦ પોતાના પગપર કુહાડો મારવો નહિ.

૨૧ બેસવાની ડાળ કાપવી નહિ.

૨૨ કજીઆ ઉછીના લેવા નહિ.

૨૩ કજીઆના આગેવાન થવું નહિ.
૨૪ સ્ત્રી, અંગરક્ષક અને રસોઇયા સાથે વિરોધ કરવો નહિ.
૨૫ સ્ત્રીનો વિશ્વાસ કરવો નહિ
૨૬ ચાકરો તથા સ્ત્રીઓને ઝાઝી છૂટ આપવી નહિ.
૨૭ અતિ વિશ્વાસુ થવું નહિ.
૨૮ પોતાની આબરૂના કાંકરા થાય, તેવું કામ કરવું નહિ.
૨૯ નીચ માણસોની સાથે પ્રસંગ પાડવો નહિ.
૩૦ કૃપણનું મોં બોલાવવું નહિ.
૩૧ દેશ કાળથી પ્રતિકુલ કાર્ય કરવું નહિ.
૩૨ વિશ્વાસઘાત કરવો નહિ.
૩૩ વિકથા કરવી નહિ.
૩૪ વખત વ્યર્થ ગુમાવવો નહિ.
૩૫ દેશના દ્રોહી થવું નહિ.
૩૬ નાતમાં કજીઆ ઘાલવો નહિ.
૩૭ કોઇને વિના કારણ હેરાન કરવો નહિ.
૩૮ કુમાર્ગે દોરી જનાર પુસ્તકો વાંચવા

નહિ.

૩૯ કદાગ્રહ કરવો નહિ.

૪૦ કુવિદ્યા શીખવી નહિ.

૪૧ કેફી વસ્તુ પીવી નહિ.

૪૨ નિર્દય થવું નહિ.

૪૩ ખરાબ વચન બોલવાં નહિ.

૪૪ કોઈની આજીવિકા ભંગ કરવી નહિ.

૪૫ દ્વેષ કરવો નહિ.

૪૬ ઉડાઉ થવું નહિ.

૪૭ લોભી થવું નહિ.

૪૮ કોઈના ભુંડાથી રાજી થવું નહિ.

૪૯ નાસ્તિક થવું નહિ.

૫૦ ઢાંગી થવું નહિ

૫૧ પારકી નિંદા કરવી નહિ.

૫૨ બેવકૂફ થવું નહિ.

૫૩ વિષયી થવું નહિ.

૫૪ પ્રમાદી થવું નહિ.

૫૫ ગુણીજનનો અવિનય કરવો નહિં.

૫૬ ભક્તિ હીન થવું નહિ.

૫૭ છાકટા થવું નહિ.

૫૮ ક્રોધ કરવો નહિ.

૫૯ ગર્વ કરવો નહિ.

૬૦ અભણ રહેવું નહિ.

૬૧ અસ્વચ્છ રહેવું નહિ.

૬૨ અનિયમીત થવું નહિ.

૬૩ દંભ રાખવો નહિ.

૬૪ મનની વાત કોઇને કહેવી નહિ.

૬૫ કોઇના છિદ્ર પ્રકાશ કરવા નહિ.

૬૬ અવળે માર્ગે ચડવું નહિ.

૬૭ વહેતી નીક તોડવી નહિ.

૬૮ સાર્વજનિક તથા ધર્માદાના કાર્યમાં વિઘ્ન કરવું નહિ.

૬૯ જીવહિંસા કરવી નહિ.

૭૦ આફત આવે ડરવું નહિ.

૭૧ અસાર સંસારમાં આશક્ત થવું નહિ.

૭૨ મમત્વભાવ રાખવો નહિ.

૭૩ કુળ મર્યાદા છોડવી નહિ.

૭૪ શિષ્ટાંચારનું ઉલ્લંઘન કરવું નહિ.

૭૫ સત્ય વસ્તુની અવગણના કરવી નહિ.
૭૬ હિતવચન પ્રતિ અનાદર કરવો નહિ.
૭૭ સજ્જનોનું અપમાન કરવું નહિ.
૭૮ દુષ્ટોને ઉત્તેજન આપવું નહિ.
૭૯ દેશનું દારિદ્ર વધે તેવા સાધનોને ઉત્તે-
જન આપવું નહિ.
૮૦ શક્તિ ઉપરાંત ખર્ચ કરવું નહિ.
૮૧ કુદેવને નમવું નહિ.
૮૨ કુધર્મનું સેવન કરવું નહિ.
૮૩ નીતિમાં શિથીલ થવું નહિ.
૮૪ કુગુરૂની ઉપાસના કરવી નહિ.
૮૫ વીતરાગ ભાષીત વચનની અશ્રદ્ધા ક-
રવી નહિ.
૮૬ કોઈની હાંસી કરવી નહિ.
૮૭ બહુ બોલા થવું નહિ.
૮૮ સહસા કામ કરવું નહિ.
૮૯ વેશ્યામાં આસક્ત થવું નહિ.
૯૦ લાંચ ખાવી નહિ.
૯૧ વિદ્યાનો ગર્વ કરવો નહિ.

૯૨ આર્તધ્યાન કરવું નહિ.
૯૩ અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવું નહિ.
૯૪ દુર્જનની સોબત કરવી નહિ.
૯૫ સ્વસ્વરૂપને ભુલવું નહિ.
૯૬ શિકાર કરવો નહિ.
૯૭ રૌદ્ર ધ્યાન કરવું નહિ.
૯૮ હલકી પરતંત્રતા સ્વીકારવી નહિ.
૯૯ મુદ્દો ચૂકી જવો નહિ.
૧૦૦ મનુષ્યભવ વ્યર્થ ગુમાવવો નહિ.
૧૦૧ પુન્યની કમાઇ કર્યા વિના રહેવું નહિ.
૧૦૨ અસુભ કર્મ કરવાં નહિ.
૧૦૩ પારકે પૈસે વેપાર કરવો નહિ.
૧૦૪ કરજ કરીને વરો કરવો નહિ.
૧૦૫ અધર્મ કરવો નહિ.
૧૦૬ કર્મનો ક્ષય કર્યા વગર રહેવું નહિ.
૧૦૭ મિથ્યાત્વ સેવવું નહિ.
૧૦૮ વિશ્વાસઘાત કરવો નહિ.

# બોધ વચન.

૧ દિવસે એવું કાર્ય કરવું કે રાત્રીએ નિરાંતે સૂઇ રહેવાય.

૨ આઠ માસ એવું કાર્ય કરવું કે ચોમાસામાં કરવું ન પડે.

૩ યુવાવસ્થામાં એવું કાર્ય કરવું કે વૃદ્ધાવસ્થામાં સુખે દિવસો નિર્ગમન થાય.

૪ જન્મ પર્યંત એવું કાર્ય કરવુ કે આવતાં ભવમાં દુ:ખો વેઠવાં ન પડે.

૫ અધમ પુરૂષો વિઘ્નના ભયથી કોઇપણ કાર્યનો આરંભ કરતાં નથી.

૬ મધ્યમ પુરૂષો આરંભ કરેલાં કાર્યને વિઘ્ન આવવાથી છોડી દે છે.

૭ ઉત્તમ પુરૂષો વિઘ્ન આવ્યાં છતાં પણ, આરંભેલા કાર્યને સંપૂર્ણ પાર પાડે છે.

૮ વાંચનાર, જેણે તને ઉપકાર કર્યો હોય, તેનો અપકાર કરવા કદી ઇચ્છીશ નહિ.

૯ જો તું આબાદ થવાને ઇચ્છતો હોતો

ન્યાય માર્ગથી દ્રવ્ય ઉપાર્જન કરતા શીખ.

૧૦ વિદ્યા ખરચ્ચ કરતાં ખૂટે નહિ, તેવું એક અપૂર્વ ધન છે, માટે પૈસાનો સંગ્રહ કરવો તજી વિદ્યાનો સંગ્રહ (સંચય) કર.

૧૧ સાથે એટલું યાદ રાખજે કે વિદ્યાનો ગર્વ કદી કરવો નહિ, કેમકે વધારે વિદ્યાને ધારણ કરનારા પણ દુનિયામાં ઘણા છે.

૧૨ શુક પાઠ જેવું જ્ઞાન મેળવ્યા કરતાં અનુભવ જ્ઞાન મેલવવું શ્રેષ્ઠ છે.

૧૩ વાંચનાર, તને મોક્ષ સુખની વાંછા હોયતો અનુભવ સહિત સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તી કરજે.

૧૪ સદ્ગુરૂની ઉપાસના કરી વિનય ગુણ વડે, અને તારા સતત્ ઉદ્યમ વડે તું સદ્બોધની પ્રાપ્તી કરી શકીશ.

૧૫ તારૂં શ્રેય વાંછતો હોયતો સત્ પુરૂષોનો સંગ કર, ગુણી જન ઉપર પ્રીતિ રાખ, અને ઉત્તમ પુરૂષોના કાર્યનું અનુકરણ કર.

૧૬ સદાચારથી તારી આબાદી થશે તેમ ધારી સદાચારનું સેવન કર.

૧૭ આ લોક અને પરલોક વિરૂદ્ધ કાર્ય પ્રાણોન્તે પણ તું કરીશમા.

૧૮ વાંચનાર, તું વિશ્વાસઘાતને મહાપાપનું મૂળ જાણી તેનો ત્યાગ કર.

૧૯ યંત્ર, તંત્ર, મંત્ર, કોઇપણ ધર્મથી અધિક નથી, યંત્રાદિ આ ભવમાં સુખ આપેછે, અને ધર્મ ભવોભવમાં સુખ આપે છે, માટે ધર્મનોજ આદર કરવો.

૨૦ ગંધ વિના ફુલની શોભા નથી, દાંત વિના મુખની શોભા નથી, સત્યતા વિના વચનની શોભા નથી, તેમ પુણ્ય વિના પુરૂષ શોભાને પામતો નથી.

૨૧ મન જીત્યું તેણે સર્વ જીત્યું એમ સમજી મનનેજ વશ કરવું.

૨૨ મૂર્ખને શિખામણ આપવી કદાગ્રહીને ધર્મ સંભલાવવો અને કુપુત્ર અગર કુશિષ્યને બોધ આપવો તે નિષ્ફલ છે.

૨૩ અંજળીમાં રહેલા જળની જેમ યૌવન દિન દિન ક્ષય થાય છે.

૨૪ પુણ્યથી પુન્ય વધે છે, અને પાપથી પાપ વધે છે, માટે નિરંતર પુન્યજ કર્યા કરવું.

૧૫ પુન્ય કરવાથી રૂપ, લાવણ્યતા, યશ, માન, પ્રતિષ્ઠા, વગેરે ઠેકાણે ઠકાણે સુખ મલે છે; અને પાપ કરવાથી ઠેકાણે ઠેકાણે દુઃખજ મલે છે.

૨૬ વ્રતમાં શીલ (બ્રહ્મ) વ્રત ઉત્તમ, દાનમાં અભયદાન ઉત્તમ, ગુણમાં વિનય ગુણ ઉત્તમ, તેમજ રૂપમાં ભગવંતનું રૂપ, અને વચનમાં સિદ્ધાંત વંચન ઉત્તમ જાણવું.

૨૭ સંતોષથી સુખ મલે છે. સુખથી ધર્મ સાધિ શકાય છે. ધર્મથી મોક્ષ મલે છે, માટે સત્પુરૂષોએ અત્યંત સંતોષ ધારવો યોગ્ય છે.

૨૮ જેવી મતિ તેવી ગતિ, જેવી સ્થિગતા તેવી ક્રિયા, જેવો તપ તેવું ફલ તેમ જે-

વો સતોષ તેવુંજ સુખ સમજવું.

૨૯ વ્રત ભંગ કરનાર જેવો કોઇ પાપી, અને વ્રત પાલનાર જેવો કોઇ ધર્મી નથી.

૩૦ ધર્મની પરિક્ષા બહુ દોહીલી છે.

૩૧ ઉપાધિવાળાને તત્વથી સુખ હોતું નથી.

૩૨ પર્વતમાં મેરૂ મોટો, દેવમાં ઇંદ્ર મોટો, કેવળીમાં તીર્થંકર મોટા, ગ્રહમાં ચંદ્ર મોટો, સર્વ વ્રતમાં બ્રહ્મચર્ય વ્રત, તથા પર્વમાં પર્યુષણ પર્વ મોટું છે. તેમ મંત્રમાં નવકાર મંત્ર વડો છે.

૩૩ સૂર્ય તરફ નજર કરવાથી તેજનો ક્ષય થાય છે, તેમ પરસ્ત્રી તરફ નજર કરવાથી મનુષ્યોનું પુણ્ય તેજ ક્ષય પામે છે. માટે પરસ્ત્રી તરફ ખોટી દૃષ્ટી પણ કરવી નહિ.

૩૪ માંસ, મદિરા, શિકાર, ચોરી, જુગાર, વેશ્યા, તથા પરસ્ત્રીગમન, એ સાત વ્યસનો ઘોર નરકમાં લઈ જનારા છે, માટે શાણા જનોએ તેનું સેવન કરવું યોગ્ય નથી.

૩૫ રે જીવ, વિચિત્ર પ્રકારના ઉપદ્રવો વડે

અતિ ભયાનક એવા સંસાર રૂપી કારા-
ગ્રહમાં રહેવું; ભૂમી ઉપર શયન કરવું;
મનુષ્યોના હીન અને અનાદરના વચન
સાંભળવા તાપ તથા ટાઢ સહન કરવાં,
ભૂખ તૃષાનું દુઃખ ભોગવવું, શરીર તથા
દ્રવ્યનો ક્ષય થવો, વિગેરે સર્વ પૂર્વ જ-
ન્મમાં જે કર્મ બાંધ્યાં હોય તેના ઉદય
આવવાથી ભોગવવું પડે છે, પણ હે
મૂર્ખ જરા મનમાં વૈરાગ્ય લાવતો નથી,
અને મોહમાં ફસાઈ તત્વને પણ જા-
ણતો નથી.

૩૬ હે જીવ, તું ઉદ્દેશ દુઃખનો કરે છે; અને
વાંછા સુખની કરે છે, પણ તત્વને જાણો-
શ તોજ તારી સર્વ વાંછા ફળીભૂત થશે.

૩૭ હે જીવ, પૂર્વે જે શુભ વા અશુભ કર્મ
તેં બાંધ્યાં છે, તે આ ભવમાં ઉદય
આવવાથી તારે ભોગવવાં પડે છે, તેમાં
બીજા ઉપર કોપ શાં માટે કરે છે? કે-
મકે કોઇ કોઇને સુખ કે દુઃખ આપતું

નથી, કર્યા કર્મ પ્રમાણે ફલ મળે છે; ભાવી ભાવ બન્યા કરે છે, તે માટે કષ્ટ પડે ત્યારે શોચ નહિ કરતાં ધીરજ અંગીકાર કરવી, દૈવ પ્રતિકુલ હોય, ત્યારે કોઇ રક્ષણ કરી શકતું નથી, બીજાતો નિમિત્ત માત્ર છે.

૩૮ કોઈ પાસે ખુશામતના વચન બોલવાથી કાંઈ લાભ નથી; પુન્યના ઉદયથીજ સર્વ અભિલાષા ફળે છે.

૩૯ રે જીવ, મોટા દેવ દાનવને પણ કષ્ટ પડે છે; તો કષ્ટમાં શા સારૂ વિષાદ કરે છે. આ સંસારમાં તો કોઇના મનોરથ પૂર્ણ થાય છે; કોઈના ભગ થાય છે; કોઇને નિત્ય દુઃખ થાય છે; તો કોઇને નિત્ય સુખ થાય છે, તેથી સત્પુરૂષતો તેનેજ કહેવો કે જે નિર્મલ સ્વભાવને ધારણ કરી પરોપકારમાં તત્પર થઈ ધર્મમાં રક્ત હોય, અને સંપદા છતાં અહંકાર કરે નહિ, અને કષ્ટ આવે શોચ કરે નહિ.

૪૦ હે જીવ? રડવાથી ચિત્તમાં સંતાપ થાય છે, પણ રડવાથી કે દીન વચન બોલવાથી કર્મ છૂટતાં નથી, ભોગવવાંજ પડે છે.

૪૧ તું વિકટ વનમાં ભ્રમણ કર, પર્વતો ઉપર ચડ, સમુદ્રમાં અગર ગુફામાં પ્રવેશ કર, પણ ભાગ્યથી અધિક મળવાનું નથી, કેમકે પુન્ય હિન પુરૂષનો ઉદ્યમ નિષ્ફલ થાય છે, તથાપિ ઉદ્યમ કરવાની જરૂર છે.

૪૨ હે અવિવેકી? જે કુટુંબને માટે તું મોહ કરે છે, અને સદા પાપ કરે છે, તે કુટુંબ તને નરકના દુઃખોથી છોડાવી શકવાનું નથી. લક્ષ્મી જલ કલ્લોલવત્ ચપલ છે, મનુષ્યનું લાવણ્ય સંધ્યાના રંગ સરખું છે, બલ ધ્વજાની પેઠે અસ્થિર છે, આયુષ્ય વિજલીના ચમકારા તુલ્ય છે, માટે તેના માટે તારે વિષાદ કરવો નહિ.

૪૩ રે જીવ ? દુર્લભ મનુષ્ય જન્મ પામીને જેણે આત્મ હિત કર્યું નહિ, તેનો જન્મ નિષ્ફળ જાણવો.

૪૪ રે જીવ ? પર સ્ત્રી અને પર દ્રવ્યની તું વાંછા કર નહિ, અને પ્રાણાતિપાતાદિ પાપ સ્થાનકોને સેવીશ નહિ, તે મહા અનર્થના મૂળ છે, અને નર્કમાં લઇ જનારા છે.

૪૫ લોભી પુરૂષ અન્યાયથી બીજાનું ધન લેવાને ઇચ્છે છે, તેનું ધન યૌવન અસ્થિર જાણવું.

૪૬ દુઃખ સર્વને અનિષ્ટ છે, ને સુખ સર્વને ઇષ્ટ છે, તેમ મનમાં વિચારી સર્વને પોતાની તુલ્ય માની કોઇને પણ દુઃખ દઇશ નહિ.

૪૭ મન વચન અને કાયાનો ઉપયોગ એવો કરવો કે જેથી વૈરાગ્ય થાય, અને પાપ દૂર થાય, પણ પાપ નજીક આવે, તેવો ઉપયોગ કરવો નહિ.

૪૮ જે પોતાના સ્વામી ગુરૂ શેઠ અગર મિત્રને વિશ્વાસ આપી તેનો ઘાત કરે, તેને બંને લોકમાં સુખ થતું નથી.

૪૯ પુણ્યવાન પુરૂષોનો વખત તત્વ ચિંતા કરવામાં, હિત વચન બોલવામાં, અને મુનિ જનનું સન્માન કરવામાં જાય છે, અને પાપીઓનો વખત સદા કુકર્મમાં જાય છે.

૫૦ હે જીવ? આર્ય ક્ષેત્ર મનુષ્ય જન્મ ઉત્તમ કુલ, સદાચાર, શરીર આરોગ્ય, દેવ ગુરૂ ધર્મની સામગ્રી, એ, સર્વ પામવું અત્યંત દુર્લભછે, માટે સાવધાન પણે રહી બોધી બીજની પ્રાપ્તી માટે ઉદ્યમ કરવો; જેથી ફરી દુઃખ ભોગવવું પડે નહિ.

૫૧ પંડિત પુરૂષ તો તેનેજ જાણવો કે જે સર્વ સામગ્રી પામી આત્મ હિતમાં તત્પર થાય કે જેથી ફરી જન્મ મરણ કરવા પડે નહિ. રાજ્યાદિક પોદગલિક

સુખ પામવું મુશ્કેલ નથી, પરંતુ સર્વજ્ઞ કથિત ધર્મ રહસ્ય પામવું બહુ કઠણ છે.

પ૨ હજારો હળથી ખેડેલા ઉખર ભૂમીવાલા ક્ષેત્રમાં જેમ ધાન્ય પેદા થતું નથી તેમ ધર્મ હિન પુરૂષોને ઘણા પ્રયાસે પણ બોધ થતો નથી. ધર્મ કરવાથીજ સર્વ સુખની પ્રાપ્તી થાય છે.

પ૩ રે જીવ? તું આ ભવમાં ધર્મ નહિ કરે તો તારે પરલોકમાં દહન, છેદન, ભેદન આદિ, અનેક દુઃખો સહન કરવાં પડશે, માટે ધર્મને સર્વથી ઉત્તમ જાણીને તેનોજ આદર કર.



# જાહેર ખબર.

## અમદાવાદ જૈન કન્યાશાળામાં વેચાતાં પુસ્તકોની યાદી.

| | |
|---|---|
| ચોવીશી વીશી સંગ્રહ .... ... .... | ૩—૦—૦ |
| પંચ પ્રતિક્રમણસૂત્રાર્થ શાસ્ત્રી .... | ૨—૮—૦ |
| સામાયક સૂત્ર અર્થ સહિત શાસ્ત્રી | ૦—૩—૦ |
| બ્રહ્મચર્ય વ્રત .... .... ... .... .... | ૦—૩—૦ |
| ગાયન માળા ભાગ ૪ ભેગા .... | ૦—૪—૦ |
| સામાયક સૂત્ર ગુજરાતી .... .... | ૦—૨—૦ |
| નવસ્મરણ ... ... ... .... | ૦—૨—૦ |
| જૈન સુબોધ .... .... .... .... | ૦—૮—૦ |

ઉપર લખેલી ચોપડીઓ તથા તે સિવાય બીજી કેટલીક ચોપડીઓ અમદાવાદ ફતાસાની પોળમાં શ્રી જૈન કન્યાશાળામાંથી મલશે.

# જાહેર ખબર.

વિદ્વાન મુનિ મહારાજ શ્રી કપુરવિજયજીના રચેલાં નીચેના બે પુસ્તકો છપાઈ બહાર પડયાં છે.

| | કીંમત. |
|---|---|
| શ્રી જૈન હિત બોધ (આવૃતી બીજી) | ૦–૪–૦ |
| શ્રી જૈન બાળ હિત બોધ પશ્નોત્તર. | ૦–૪–૦ |

ઉપરના બે પુસ્તકો શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી હાલજ છપાઈ બહાર પડયા છે, વળી જૈન બંધુઓના વાંચનના શોખની ખાતર તેની કીંમત ફકત નામની ચાર આનાજ રાખી છે, તો સદરહુ બંને પુસ્તકો દરેક જૈન ભાઇઓ તથા બહેનોને એક વખત વાંચવા ખાસ ભલામણ કરવામાં આવે છે.

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

પાલીતાણા—જૈન શ્રેયસ્કર મંડળ ઓફીસ.
મેસાણા—યશો વિજય જૈન પાઠશાળા.
અમદાવાદ—શા. ગીરધરલાલ હકમચંદ, રાજામહેતાની પોળ.

# વિજ્ઞપ્તિ.

સર્વ સદ્ગૃહસ્થોને સુવિદિત છે કે, શ્રી મેસાણા યશો વિજયજી જૈન સંસ્કૃત પાઠ-શાળા, આજ નવ વર્ષથી ખોલવામાં આવી છે, જેમાં સર્વ અભ્યાસીઓને માટે, ખાવાપીવાની તથા પુસ્તક વિગેરેની સવડ હોવાથી આત્માર્થી પરાર્થી, અને સ્વાર્થી, વિદ્યાર્થીઓ, નિર્વિઘ્ને પોતાના હેતુ પાર પાડી શકે છે, વળી મુનિ મહારાજાઓને પણ અભ્યાસની અનુકૂળતા ઉંચા પ્રકારની મળી શકે છે, કારણ કે અત્રે ન્યાય, વ્યાકરણ, અને સર્વ ધર્મ પ્રકરણોના અનુભવી અધ્યાપકો રાખવામાં આવ્યા છે. અભ્યાસીઓ તૈયાર થયા પછી તેમની લાયકાત મુજબ પરીક્ષક તથા નાના મોટા ગામોના અધ્યાપકોની જગ્યા આપવામાં આવે છે. પરીક્ષકો પોતાના કામ સાથે ઉપદેશ દ્વારા નવી નવી પાઠશાળાઓ ખોલાવે છે. સર્વ ગામોની

પાઠશાળાઓમાં જોઈતાં પુસ્તકો તથા જરૂર જણાયતો શાળાના ખર્ચમાં પણ કેળવણી ખાતામાંથી મદદ આપવામાં આવે છે. તેથી શિક્ષકો તૈયાર કરવાનો ઉદ્યમ શીઘ્રતાથી ચાલે છે, જેને માટે હાલમાં બાવીશ વિદ્યાર્થીઓની સંખ્યા છે. તેઓમાં થોડા શિવાય બીજા સર્વ કર્મગ્રંથનો અભ્યાસ કરે છે. વધારે શિક્ષકોની તથા પરીક્ષકોની જરૂરીયાત હોવાથી નવા યોગ્ય વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે. તેથી આ કમિટિના મેમ્બરોને આશા છે કે, આવા અદ્વિતીય ખાતાને મદદ આપવા ધનિકના ધનનો સદ્વ્યય થશે.

લી. જૈનશ્રેયસ્કર મંડળના સેક્રેટરી.

શા. વેણીચંદ સુરચંદ.

મેસાણા–યશોવિજયજી. જૈનપાઠશાળા.